# દમયન્તી-ચરિત્ર

[ સચિત્ર ]

મહાશંકર પાઠક

# દમયન્તી-ચરિત્ર

(સચિત્ર)

લેખક

મહાશંકર સોમેશ્વર પાઠક

વાઘોડિયા  વડોદરા રાજ્ય )

કિંમત સાત આના

# સમર્પણ

મિત્રવર્ય મણિલાલ મંગળજી કાશીવાળા
વાઘોડિયા ( વડોદરા રાજ્ય )

ગ્રામ્ય-સેવામાં અથાગ પ્રયત્ન કરી, તેની શોભામાં ને તેની વૃદ્ધિ માટે આપ જે નિષ્કામ સેવા બજાવી રહ્યા છો, તે ખરેખર પ્રશંસનિય છે. તે સિવાય જનસમાજ સુધારણા તથા વિદ્યા-પ્રચાર પ્રતિ ઉત્સુકતા, સહિષ્ણુતા, ગુણજ્ઞાતા, સાહિત્ય-રસજ્ઞ, તેમજ સ્નેહિ મંડળ તરફ અવિરલ ઉદારતા એવા આપના અનેક સદ્‌ગુણોથી આકર્ષાઇ, આજે નવલ વર્ષના માંગલિક પ્રસંગે પ્રસ્તુત "દમયન્તી-ચરિત્ર" સચિત્ર નામક લઘુ ગ્રંથ, આપણી મિત્રતાના એક સ્વલ્પ સ્મરણ તરીકે આપના કરકમળમાં સપ્રેમ સમર્પું છું. આશા છે કે એ મિત્ર લ્હાણનો સાદર સ્વીકાર થશે જ.

સ્નેહાધીન
મહાશંકર પાઠક

# ભૂમિકા

જે ભારતને આંગણે આ સતી ચારિત્ર ભજવાયું; જ્યાં એ દંપતી-જીવન પોષાયું અને અસ્ત પણ થયું, તે પતિત્ પાવન ભૂમિને અમારા શતકોટિ પ્રણામ હો......

વળી—

" જય જય ગજવીએ ભારત—ગુણગાન
ધન્ય એ જીવન, ધન્ય એ આર્ય સંતાન. "

એવા હાર્દિક પ્રવચન સાથે અમે સતી દમયન્તી–ચરિત્ર હાલના ક્રાંતિ યુગમાં, અમારા સુજ્ઞ વાચક સમક્ષ પીરસીશું. જો કે તે ચરિત્રનાં બીજી વિદેશીય ભાષાઓમાં અનેક ભાષાન્તરો થઈ ચૂક્યાં છે, અને નવાં નવાં કંઇક વિશેષતઃ હજી પણ ઉમેરો થતો જાય છે. સંસ્કૃતમાં પણ કવિ કુલગુરુ કાળિદાસ જેવા વિદ્વાન વ્યક્તિઓએ 'નલોદય' તેમજ નલચંપુ આદિ અનેક કાવ્યો જુદી જુદી ઢબે લખેલ છે. વળી ગુજરાતી ભાષામાં તે મૂળ આખ્યાનના આધારે ગુર્જર કવિઓએ છટાપૂર્વક ગદ્ય યા પદ્યમાં કંઇક નવું ચેતન આપ્યું છે. છતાં નળ-દમયન્તીનું ટુંક જીવન કંઇક નીરાળું લખાઇ, જેમ બને તેમ ત્વરાએ જનસમાજમાં સરળ અને મીષ્ટ ભાષામાં પ્રસિદ્ધ કરી મુકવામાં આવે તો, તે બાળ, અબાલ કે વૃદ્ધ સર્વને એક સરખું સત્ય માર્ગે દોરવામાં સહાયક ઠરે. એમ ધારી, તે દિશામાં પ્રયત્ન કરવા મેં મારી ફરજ માની છે.

એમાં કંઇક વિશેષ ખાસ અવલોકન કરતાં મળશે કે કેમ? તે તો અનુભવે જ સમજાશે.

વળી એ સતી-જીવન સ્ત્રી સમાજમાં તો અવશ્ય બોધપ્રદ થશે જ. કારણ કે સન્નારીઓને આ વિકટ સંસારમાં કેટકેટલાં અસહ્ય અપાર દુઃખો વેઠવાં પડયાં છે; તેમ જ કર્મચારીઓના છળભેદ-

માંથી કેવીરીતે શિયળ રક્ષણ કરી એક જ પતિવ્રત ધર્મ જાળવી રહી છે; તેનાં ઉજ્જ્વલ દષ્ટાંત આપણી નજર આગળ તરવરે છે. તેમાંનું આ એક સતી દમયન્તી–ચરિત્રનું સંક્ષિપ્તમાં દિગ્દર્શન કરાવ્યું છે. જે હાલના આગળ કૂચ કરતા સમાજને ચારિત્રની ખરી કસોટી કયાં છે તેની કંઇક ઝાંખી કરાવશે.

સાચેજ દુનિયાની તવારીખો આલેખતાં જણાય છે કે ઘણાં રાષ્ટ્રોનો દુભાવિત ચારિત્રોને લઇને જ અધઃપાત થયો છે. જે જે પ્રજા અધઃપતનમાં આવી છે ત્યાં ત્યાં અવલોકન કરતાં જણાશે કે શુદ્ધ ચારિત્રની ખાસ ખામી છે. ભારત વિશ્વમાં એક વખત વિજય ઘંટ ફફડાવતો તે અત્યારે દીનમાં દીન દશામાં ડૂબેલ છે. તેનું મૂળ કારણ તપાસતાં જણાશે કે ચારિત્રનું બંધારણ જોઇએ તેવું વિશુદ્ધ નથી જ; એમ અમારે સખેદ લખવું પડે છે!

ટુંકમાં વાચન શોખીન જનસમાજની આગળ પૂર્વે સત્ પુરૂષોનાં બોધદાયક અને શિક્ષાપ્રદ ચરિત્રો અને તેમનાં ઉત્તમ કાર્યોને રજુ કરવાથી આ યુગના વાચકોને કંઇ નવું જાણવાની, સમજવાની, અને વિચારવાની તક મળશે, એવી આશાથી આ સતીઓમાંનું એક વિરલ ચરિત્ર લખાયું છે. અને જો એ આશા સાચી હોય તો લેખકને લેખનકાર્યના અંતે જે આત્મસંતોષ થવો જોઇએ તે થશે જ; અને ત્યારે જ લીધેલા પરિશ્રમની સફળતા થઇ અંકાશે જ.

'યંગઇન્ડીયા''
ઑાફિસ
અમદાવાદ

લેખક

# પ્રસ્તાવના

સતીઓનાં શિયળવ્રત પાલનવડે આર્યાવર્ત યશોજ્જ્વલ છે. શિયળ પળાતાં હતાં અને સતીત્વ જળવાતું હતું; પરિણામે દેશની પ્રજા પુરુષાતન લઈને અવતરતી હતી. ભૂતકાળની આપણી એ પુરુષાર્થી પ્રજાનો મહિમા દેશ દેશાન્તરમાં કંઈ ઓછો ગવાયો છે?

પણ હવે? હવે ઇતિહાસ મશહૂર એ પુરાતન કાળની સનાતન કીર્તિનાં સમ્ભારણાં જ લાગે છે! અલબત, કાળબળ અને સંજોગોની પ્રતિકૂળતાવાળાં, તેને માટે ઘણાં કારણો હશે; પણ કારણોમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. વસ્તુસ્થિતિનો વિચાર કરતાં આપણને નરી દૃષ્ટિએ જે દેખાય છે, તે એ, કે દેશની દશાએ પલટો ખાધો છે અને આપણે આશ્રમભ્રષ્ટ થતા રહ્યા છીએ. પૂજ્ય ગાંધીજીનેય લખવું પડ્યું છે કે પ્રજોત્પત્તિ ઓછી થાય, લગ્નો ઘટે, એ પરિવર્તનવાળા વર્તમાન યુગ વાસ્તે ઇચ્છવા યોગ્ય છે! આપણી આશ્રમ ભ્રષ્ટતાનો ખ્યાલ આટલા પરથી પણ આવી શકે.

દોડધામવાળા સામ્પ્રતકાળે ભ્રષ્ટાભ્રષ્ટતાને ભૂલી જઇને કે ઇરાદા-પૂર્વક ભૂલવા મથીને આપણે જેટલા "આગળ વધ્યા" છીએ, તેટલા મિસિસ એનિબિસંટની ભાવનાનુંસાર કહું તો "પાછા હઠવું પડશે." ઉન્નત જીવનની અપેક્ષાવાળાને તેમ કર્યા સિવાય છૂટકો નથી. કેમકે આપણે આર્યો હોઇ, આર્યાવર્તને સાચ્ચા આર્યત્વ વડે જ ટકાવી અને શોભાવી શકવાના છીએ—ભભકભર્યા આડંબરી જીવન જીવીને નહિ.

એટલા માટે પ્રસ્તુત ઉદ્દેશના ફલિતાર્થ સારૂ બીજાં ગ્રાહ્ય તત્ત્વો સાથે આ તેમજ આ કોટિનાં અન્ય પુસ્તકોના વાચન પ્રચારની આવશ્યકતા આપણે—ખાસ કરીને મહિલાઓએ સ્વીકારવી પડશે. પ્રભાતના પહોરમાં દાતણ કરીને તરત જ "સીતા, તારા અને દમયન્તી"નાં નામ સ્મરણ કરતી સ્ત્રીઓ આપણા જોવામાં આવે છે. એ અને અન્ય સતીઓમાંની દમયન્તીનું ચરિત્રાલેખન પ્રસ્તુત પુસ્તકમાં થએલું છે. નળ-દમયન્તીનું ચરિત્ર જુદી જુદી કલમે અત્યાર પૂર્વે નથી લખાયું એમ નહિ. પ્રેમાનન્દ કૃત નળાખ્યાનને આપણે સર્વોત્કૃષ્ટ કૃતિ લેખી શકીએ; છતાં વ્યક્તિમાત્ર તેની શક્તિના અધિકાર પ્રમાણે નિજ વિચારો વ્યક્ત કરવાને સ્વતંત્ર છે, અને 'સ્નેહ સંગીત'ના 'વસ્તુ નિર્દેશ'માં મેં લખ્યું છે, તે પ્રમાણે આવા આદર્શો નવા નવા લેબાસમાં જીવન સમક્ષ ખડા કરી રાખવાની જરૂર છે, એ ઉભયના વિચાર કરતાં ભાઈ પાઠકના આ પુસ્તકની ઉપયોગિતા સહેજે સમજી શકાશે જ.

ભાષાબળ, વસ્તુ અને વિચારને અનુરૂપ શબ્દપ્રયોગો તથા શૈલીની રસિકતાઃ એ સઘળું સાહિત્યની દૃષ્ટિએ જોનારને આમાંથી જાજું નહિ જણાય, તથાપિ તેથી કાંઇ વસ્તુનું મહત્વ ઘટતું નથી. આખુંયે પુસ્તક વાંચી જોતાં મને એમ લાગ્યું છે કે ભાઈ પાઠકનો પુસ્તક લખવાનો વિશુદ્ધ આશય કેટલેક અંશે સફળ થયા સિવાય નહિ રહે.

'લગ્નમંદિર' નામના રસિક નિબંધવાળી ચોપડીથી અને હાલ 'યંગ ઇન્ડિયા' પત્રના કાર્યાલયમાં તેઓ કાર્ય કરી રહ્યા છે, તે રીતે ભાઇ પાઠક ગુજરાતને છેક જ અપરિચિત તો નહિ જ હોય; અને તેમનું વિશેષ ઓળખાણ આ પુસ્તક જ કરી આપશે, એટલે તેમના વિષે મારે ખાસ કહેવાનું નથી રહેતું.

ન્હાના પુસ્તકની આ ન્હાની પ્રસ્તાવના મારે જ હાથે લખાવવાના મોહ ભર્યા તેમના આગ્રહને, સમ્બન્ધને અંગે મારાથી તરછોડી શકાયો નહિ. અને પ્રસ્તાવના લખવાનું જવાબદારીવાળું કાર્ય મારે બંધારવું પડ્યું છે: તેથી મને તો લાભ જ થયો છે—ભાઇ પાઠકનું વ્યક્તિત્વ અને તેમના સ્વતંત્ર વિચારો, આવી તક મળ્યા સિવાય આટલો વહેલો, અનેક વ્યવસાયોમાં ગૂંથાયલો હું, ભાગ્યે જ જાણી શક્યો હોત. દાખલા તરીકે આ પ્રકરણમાં "તારણ" તથા 'ઉપસંહાર' નામના મથાળા હેઠળ લેખકે વ્યક્ત કરેલા વિચારો વાંચો. તે વાચન-લાભ જેમ મને મળ્યો છે, તેમ સૌ કોઇ સાહિત્ય-રસજ્ઞોને લેવાની ભલામણ કરવી, એ હું મારી ફરજ સમજું છું.

કેશવ હ. શેઠ

## 'સન્નારીને'

"ઓ આર્યપુત ! ઉઠજો
રમ્ય પ્રભાત સુહાવજો;
ગાઈ ગાન ગવરાવજો—
એ સન્નારીઓનાં ગીત.

અમંગળ મંગળ કરતી
ત્રિવિધ તાપ હરતી
અનંત સુખ દેવિની—
સાક્ષાત્ એ કલ્યાણ મૂર્તિ

*

કુળ-દિપક ઉજાળશે
રૂડાં મંદિરો શોભાવશે
સંકટ તણી એ ઔષડી—
છે સુખમાં અનુપમ વેલડી.

*

ધન્ય ધન્ય એ જીવનને
નમન હો એ દંપતીને
જય હો એ ભારત વરને-
જય હો એ આર્યસન્નારીને"

મહાશંકર પાઠક

# સૂચિ-દર્શન

## પ્રકરણ ૧ લું

## નળપરિચય

ઘણા વખત પૂર્વે નિષધ દેશમાં વીરસેન નામે રાજા રાજ્ય કરતો હતો. એને નળ કરીને એકનો એક પુત્ર હતો. નળ કુશાગ્ર બુદ્ધિનો હતો. કિશોર વયમાં પ્રવેશ કર્યા પહેલાં નળે ધર્મ તેમજ રાજનીતિમાં સારી યોગ્યતા મેળવી હતી. અસ્ત્ર-શસ્ત્રવિદ્યામાં પણ ઠીક પ્રવીણતા લીધી હતી. નળની મુખાકૃતિ ઘણી જ રમ્ય અને મોહક હતી. બ્રહ્મચર્યનું તેજ શરીર ઉપર ઠીક ઝળકી રહ્યું હતું. મુખારવિંદનાં તેજોમય કિરણ પ્રદર્શિત થઇ ઘણાં જ આકર્ષક લાગી પ્રેક્ષકનાં મન હરી લેતાં ન હોય તેમ ભાસ થતો હતો. તેજોન્વિત લલાટ, પ્રશસ્ત વક્ષઃસ્થળ પ્રચંડ ભુજ–યુગલ, ભવ્ય અને અણીશુદ્ધ નેત્રો, આ સર્વે તેની શોભામાં વૃદ્ધિ કરનારાં હતાં. નળ વેદોનો જ્ઞાતા હોઇ તે વિદ્વાનનો સહયોગ હમેશાં ચ્હાનારો હતો. નળે ઈંદ્રિયો ઉપર સારો કાબુ જમાવ્યો હતો, તેમજ સત્યવાદી અને ધનુર્ધારી તરીકે નામના સારી મેળવી હતી. આ સર્વે ગુણસંપન્ન હોવા છતાં એનામાં એક અવગુણ તો હતો જ. જુગાર રમવાનું એનામાં એક ભારે વ્યસન હતું. એ દુર્વ્યસનને લીધે એને જીંદગીમાં ઘણી આપત્તિઓ સાથે અથડામણ કરવી પડી. એ જ અવગુણથી બધા સારા ગુણો હોવા છતાં પણ તે પોતાના રાજ્યકાળમાં સુખી થઇ શકયો નહિ.

## પ્રકરણ ૨ જું

---

# દમયન્તીની ઉત્પત્તિ

તે સમયે સમકાલીન વિદર્ભ દેશમાં એક પરાક્રમી રાજા ભીમ નામે રાજ્યધુરા ચલાવી રહ્યો હતો. ભીમ રાજા નિઃસંતાન હોવાથી સંતતિ પ્રાપ્તિ માટે ઘણા ઉપાયો કરી ચૂકયો; પરંતુ બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. જેથી રાજાને સંતાનની ચિંતા અહોનિશ થવા લાગી.

એક દિવસે સુયોગે મહર્ષિ દમનનું રાજા ભીમ પાસે આવવું થયું. રાજાએ મહર્ષિનો ઘણો આદરભર્યો સત્કાર કર્યો. દમન એક સારા યોગી અને ભૂતભવિષ્યના જ્ઞાતા પણ હતા. જંગલના યોગી એટલે વનમાં થતી ઔષધિઓનું ઠીક ઠીક જ્ઞાન હતું. રાજા સાથેના થોડા જ વાર્ત્તાલાપ ઉપરથી મહર્ષિને ખબર પડી કે રાજા નિઃસંતાન છે; એટલે પોતે રાજાને અમુક વખત સુધી બ્રહ્મચર્ય પાળી પૌષ્ટિક ઔષધિઓનું સેવન કરવા સૂચવ્યું. રાજાએ તેનું યથાર્થ પાલન કર્યું. આ ઉપ-ચારોથી થોડો સમય વિત્યા બાદ રાણી ગર્ભવતી થઈ, ને પૂરા માસ થયે એક રૂપવતી કન્યાને જન્મ આપ્યો. જેનું નામ દમયન્તી (વાર્તાની નાયિકા) રાખવામાં આવ્યું. ત્યાર-પછી ત્રણ પુત્રો પણ થયા જેઓનાં નામઃ દમ, દાન્ત અને દમન હતાં.

દમયન્તી ઘણી જ સુન્દર હતી. એનું શરીર સર્વાંગ સુન્દર હતું. તે સમયમાં એના કરતાં વધારે મોહક અને રૂપવતી કન્યા ભાગ્યે જ કોઈ થઇ હશે. તે તેનાં ભવ્ય લલાટ,

વક્ર ભમરો, તેજસ્વી ઉન્મત્ત નેત્રો, સુડોળ નાસિકા, ગુલાબી રક્ત ચુંબિત ગાલ, દીર્ઘ કેશ–કલાપ, કૃશ શરીર અને પદ્મ-સ્નાન સૌરભથી રાજમંડળમાં સર્વથી જુદી પડતી હતી. તેના અસાધારણ વ્યક્તિત્ત્વથી તે સર્વથી જુદી પડે તો તેમાં કાંઇ અસ્વાભાવિકતા ન હતી. કારણ કે તેનામાં સૌંદર્યની સોલે કળા પરિપૂર્ણ દશ્યમાન થતી હતી; આ કારણને લઇને જ એ લોકોની દૃષ્ટિભૂત થઈ પડતી. રાજ–ભૂવન પણ હવે તેના તેજ–અંબારથી વધારે પ્રકાશિત થવા લાગ્યો.

ક્રમશઃ દમયન્તી શિશુ અવસ્થામાંથી નવયૌવનદ્વારમાં પ્રવેશ કરતી થઈ. એના અંગે અંગમાં નવીન ઓજનો સંચાર થતો ગયો. એના હૃદયમાં મુગ્ધા–ઉચિત નૂતન ભાવ સ્ફુરવા લાગ્યા. સખી–વિનોદમાં હવે તે ઠીક ઠીક રસ લેવા લાગી. પ્રસંગોપાત્ નાજુક સમોવડી સખીઓ નળના શૌર્યની પ્રશંસા દમયન્તી આગળ કરવા લાગી. નળના કાને પણ દમયન્તીના રૂપનું વર્ણન પહોંચી ગયું હતું, એટલે ઉભયનાં મન પ્રત્યંક્ષ દર્શન થયા વગર જ એક બીજા પ્રતિ પ્રેમથી સંધાતાં ગયાં. બન્નેય યૌવનમાં એક ખીલતા ગુલાબના કુસુમ સમાન પૂર બ્હારથી વિકસિત થવા લાગ્યાં. દમયન્તીના રૂપ-ગુણની પ્રશંસા સાંભળી નળનું મન પણ પ્રેમમાં મુગ્ધ થયું. હવે એને રાજભૂવનમાં દાસદાસીઓ તથા કૌટુંબિક સમૂહ વચ્ચે રહેવું અકારૂં થઇ પડ્યું; એટલે એક સુંદર વાટિકા તૈયાર કરાવી તેમાં ભૂવન બનાવ્યો અને એકાન્તવાસ શરૂ કર્યો.

---

## પ્રકરણ ૩ જું

### નળ-હંસ

એક દિવસે નળ દમયન્તીના વિરહથી બહુજ વ્યાકુળ થઇને ચેન નહિ પડવાથી, વાટિકામાં આવેલા એક સુંદર સરોવર તરફ સૃષ્ટિસૌંદર્ય નિહાળતો ફરવા લાગ્યો. તેવામાં હંસોનું એક જુથ તે વાટિકામાં આવ્યું અને તેણે નળરાયના ક્રીડાસરોવરમાં ઉતરી વિહાર કરવો શરૂ કર્યો. વનવિહાર અને સૃષ્ટિસૌંદર્ય આલોચતા નૈષધપતિ નળરાયનું ત્યાં આગમન થયું. ઉપવન અને સરોવરની સુંદરતા સાથે પવનની છોળોથી ઉછળતાં વીચિ વચ્ચે સરોવરમાં હંસોની ક્રીડા જોઈ નળને તેમાંના એકાદને પકડી લેવા તીવ્ર ઇચ્છા થઈ, હંસોના આહ્લાદિત કલરવથી રાજાએ મોહિત થઈ, ગમે તે પ્રકારે હંસને પકડવો એમ મનમાં નિશ્ચય કર્યો; અને એકાએક મંદ ગતિથી નજદિક જઈ ચપળતાથી તેમાંના એકને ઝડપી લીધો, હંસ ભયભીત થઈ પાંખો ફફડાવા લાગ્યો અને છૂટવા માટે તેણે ચંચુપ્રહાર કરી નળના હસ્તને રક્તશોણિત કર્યો, છતાં તે તેમાં ફાવી શક્યો નહિ. સિંહના પંઝામાંથી શિયાળ કદી છટકી જતું સંભળ્યું છે? કેસરીની પકડ તો વજ્રલેપમ્ સિવાય અન્યથા હોઈ શકેજ નહિ. તો પછી મહાન સમર્થ નળ જેવા શિકારીના પંઝામાંથી એક પંખી જેવું પ્રાણી કેમ છૂટી શકે? હંસી પણ કરૂણ વિલાપ કરતી નળરાજાની સામે ઉડી આવીને બેઠી. હંસ મનુષ્યવાચામાં બોલ્યો: "હે નળ! મને છૂટો કરો. હું આ તમારો અહેશાન

કદી ભૂલીશ નહિ. પંખી જેવું અશક્ત પામર પ્રાણી મનુષ્ય માટે શું કરી શકશે એવું ધારશો નહિ. તમારા સર્વે મનોરથો હું પૂર્ણ કરીશ. વળી ભવિષ્યમાં તમારો સાચો સલાહકાર અને સહાયક થઈશ." નળરાયે હંસના વચનમાં વિશ્વાસ રાખી કંઇક દયાભાવે તેને મુક્ત કરી, એક ગુપ્તદૂત તરીકે કામ કરવા ફરમાવ્યું. તે એવી રીતે કે હંસ દ્વારા નળ રાજાએ વિરહ-વેદનાની ચીઠ્ઠી તેની ડોકમાં બાંધીને વિદર્ભ દેશ પ્રતિ રવાના કર્યો.

---

## પ્રકરણ ૪ થું

# દમયન્તી-હંસ

પ્રભાતનો સુંદર સમય હતો. સવિતાનારાયણની ક્ષિતિજ ઉપર પધરામણી થવાની સહેજ વાર હતી. ઉદ્યાનની કુંજો પક્ષિગણોના વિવિધ સ્વરથી કીલકિલી ઉઠી હતી. નવાં વિકસિત કુસુમોની સૌરભનો ચોર લંપટ વસંતસમીર પ્રભાતમાં પુષ્પો ચુંટવા નીકળેલી માલણોની ઢીલી પહેરેલી ઓઢણીઓમાં સંતાતો ને ઓઢણીઓનેય સાથે ઘસડતો ફરતો હતો. વૃક્ષ પરની લતાઓ આનંદમાં પવનના જોસભર્યા હિંડોળાથી ડોલી રહી હતી. ઉદ્યાનના રસ્તાઓ સુવાસિત પુષ્પો સર્વત્ર ખરી પડવાથી વધાવાઈ રહ્યા હતા. કોકિલા અને મેનાઓના આહ્લાદિત ટહુકારનો પારજ ન હતો.

એવા ખુશનુમા રમ્ય પ્રભાતમાં રાજકુમારી દમયન્તી તથા તેની પ્રિય સાહેલીઓ સર્વે તે શાહી ઉદ્યાનમાં મનોવિહારાર્થે નીકળી. રસ્તામાં અનેક પ્રકારની રમતો અને નિર્દોષ વાર્તાવિનોદ કરતી, એ અપ્સરાઓ સમાન સુંદરીઓ થોડીજ વારમાં એ મનોહર વિહાર-વાટિકા કે વિરામ-ભૂમિ આગળ આવી પહોંચી. દમયન્તી સરખી સખીઓ સહિત વાયુની ઠંડી લ્હેરોમાં સ્ત્રીઓચિત મજાક સામસામી કરવા લાગી.

સામાન્યતઃ સમાન વયની કુમારીકાઓ ભેગી થાય છે ત્યારે તેમની વચ્ચે સંસારમાં ઇચ્છિત વર વરી, ભવિષ્યમાં સુખી થવાના આશાગઢોમાં લીન થતી હોય તેવા મનોભાવ સંબંધીજ વાર્તાલાપ થઈ રહે છે, એવો સાધારણ નિયમ

દમયન્તી–ચરિત્ર



તેના ચકોર દ્રષ્ટિ પેલા હંસઉપર પડી.

3952 Lakshmi Art, Bombay, 8

પ્રચલિત છે. અને તદનુસાર ઉપર્યુક્ત કુમારી સખીવૃંદ વચ્ચે પણ તત્સંબંધીજ ગોષ્ટિ ચાલી રહી હતી.

ભાગ્યવશાત્ નળ–દૂત હંસ ઉડ્ડયન કરતો દમયન્તીના ઉદ્યાનમાં આવી ચઢયો. દમયન્તી સહચરીઓ સાથે જ્યાં નવતરંગની રમતો રમી રહી હતી ત્યાં આવી સામેના એક વૃક્ષ ઉપર બેઠો. વળી રાજકુમારીની ઉત્કંઠા વધુ સતેજ કરવા હંસ નીચે ઉડી આવી બેઠો; અને મનુષ્ય રૂપે ગુહ્યાર્થ વાણી બોલી નળનો સંદેશો દમયન્તીને સંભળાવવા લાગ્યો. કર્ણેન્દ્રિય ઉપર નળનો ભણકાર પડતાંજ તેની ચકોર દૃષ્ટિ પેલા હંસ ઉપર પડી. કુમારી તેના મધુર કંઠ ઉપર મોહિત થઈ તેને પકડવા માટે વલખાં મારવા લાગી. હંસે તે રાજકુમારીને ગોળ ગોળ ફેરવી ખૂબ થકવી નાખી. કુમારી હતાશ થઈ, થયેલા પરિશ્રમથી લેવાઈ ગઇ. હંસે તે રાજકુમારીને બરાબર વિહ્વળ કરી તેની વાણીથી તેનું મન હરી લીધું. દમયન્તી આથી ઉદ્‌વિગ્ન થઈ ફરી એક વાર તે પંખીને પકડવા પ્રયત્ન કરવા લાગી. હંસે તે પ્રેમઘેલી વામાનું હૃદય તપાસી જોઈ હવે તેને વધુ નહિ છંછેડતાં પકડાઈ જવા વિચાર–સંકલ્પ કરી ધીમે ધીમે ઉડ્ડયન કર્યું. દમયન્તી તેના છેલ્લા યત્નમાં વિજયી પણ થઈ ખરી. તે ચકોર પંખીને પકડી ખૂબ રોષ અને આનંદ સાથે તેને રમાડવા લાગી. હંસે તેના પોયણી સમાન ધવળ કરકમળને ચંચુવતી રક્તથી રંગી દીધા. કુમારીએ તેની દરકાર ન કરતાં તેને સજ્જડ પકડીજ રાખ્યો; તેવામાં હંસના ગળામાં લટકતી એક ચીઠ્ઠી તેનાં જોવામાં આવી. સહસા બુદ્ધિ–ચાતુર્ય વાપરી દમયન્તીએ

તેની ડોકમાંથી તે પત્ર સરકાવી લીધો. કુમારીએ ચીઠ્ઠી ખોલીને ધ્યાનપૂર્વક વાંચી. વાંચતાંજ છાતી ધબકવા લાગી અને થોડીજ પળમાં મૂર્છિત થઇ ભૂમિ પર ઢળી પડી. 'જ્યાં પ્રેમનું બંધન અધિક તીવ્ર હોય છે ત્યાં પહેલાં પ્રેમીઓની દશા આવીજ થાય છે, તે આ દૃશ્ય ઉપરથી સહેજે અનુમાન થઇ શકે છે.' હંસ દમયન્તીને આશ્વાસન આપી તેના કાર્યમાં સહાય્ય આપવી કહી, આ વિરહઘેલીનું વર્ણન નળને કથવા ત્યાંથી ઉડ્ડયન કરી નિષધ પ્રતિ સંચર્યો.



૧૦૮૬૨

## પ્રકરણ ૫ મું

---

### સ્વયંવર

( સાખી )

હાથે આવી હંસ તો, ઉડી ગયો આકાશ;
જઈ બેઠો દૂર દેશમાં, હવે મળવાની શી આશ.

તે દિવસથી દમયન્તી અહોનિશ ચિંતામાં ગ્રસિત રહેવા લાગી. શરીર ફીક્કું પડવા લાગ્યું અને એક પાગલ જેવી દશામાં જીવન વ્યતિત કરવા લાગી. કોઈ પણ ચીજ હવે તેને આનંદ આપી શકે તેમ ન હતું. આહાર–વિહાર તરફ અરૂચી થવા લાગી. રાત્રિઓ પણ નિદ્રાવિહીન પસાર થઇ શાંતિનો ભંગ કરવા લાગી. વળી સખીઓનો સહવાસ પણ કુમારીને કંટાળો ઉપજાવનારો થઇ પડયો. કોઇ રીતે હવે તેને શાંતિ કે સ્વસ્થતા મળી શકે તેમ ન હતું. કેવળ આંખો અશ્રુઓથી ભરપૂર અને મુખમાંથી હાય હાય સિવાય અન્ય ધ્વનિ નીકળતોજ નહિ.

દમયન્તીની આવી શોચનીય દશા સખીઓ પાસેથી સાંભળી ભીમરાજા બહુજ ખિન્ન થયો. રાજાએ અનુમાન કર્યું કે “ દમયન્તી યૌવનમાં આવવાથી વિહ્વળ થઇ છે. હવે જો એને માટે સ્વયંવર જલદી થઇ જાય તો આવી દશામાંથી તે સહેજે મુક્તિ મેળવી શકે.” આમ નિશ્ચય કરી ભીમરાજાએ તિથિ નિયત કરી, સર્વ રાજાઓને સ્વયંવર માટે આમંત્રણ-પત્રિકાઓ લખી. સર્વે રાજાઓ એકત્ર થયા. રાજા ભીમ તરફથી તેઓનું સારૂં આતિથ્ય થયું.

સ્વયંવરમાં નળ પણ નિમંત્રિત હોવાથી તે પણ ત્યાં હાજર હતોજ. ભીમરાજાએ દબદબાભર્યો વિશાળ દરબાર ભરી સર્વે રાજમહેમાનોને બોલાવ્યા. રાજાલોક પોતાના પૂર ઠાઠથી સજ્જ થઈ સભામાં બિરાજમાન થયા.

અંદર અંદર રાજાઓ તર્ક કરવા લાગ્યા કે દમયન્તી ખરા જીગરથી તેઓને ચાહે છે; એટલે પોતાને જ વરમાળ આરોપશે. ઘણાં તો વાંકાટેડા નર બની મૂછ ઉપર હાથ ફેરવતા મ્હોંનો મરોડ ઠાવકો કરવા લાગ્યા. જ્યારે કેટલાક કિશોર રાજવી યૌવનમદમાં અને સત્તાના તોરમાં નયનો નચાવી રહ્યા હતા. વળી કેટલાક વેશધારી રાજાઓ નળનો પોષાક સજી નળની ઓળખાણ ધરાવી રાજ-મંડપમાં મ્હાલતા ને છળથી દમયન્તીને વરવા મનઃસંકલ્પ કરવા લાગ્યા. સર્વે રાજાગણ પોતપોતાના નિયત સ્થાને બિરાજ્યા પછી અપ્સરાથી અધિક અનુપમ લાવણ્યમયી દમયન્તી હસ્તમાં સુવર્ણમાળા ધારણ કરી રાજ–સભામાં આવી. બધા રાજાઓની દૃષ્ટિ એ લાવણ્યમયી લલના ઉપર સ્થિર થઇ. દમયન્તી કેવળ નળનેજ ખરા જીગરથી ચાહતી હતી. તેની આંખોમાં તેમજ હૃદયમાં નળાકૃતિ વિરાજી રહી હતી. નળ સિવાય અન્ય દુનિઆ એને મન લાયક ન હતી. એવી આ નળ–ઘેલી દમયન્તી બીજાને હૃદયમાં સ્થાન કેમ આપી શકે! નિમંત્રણમાં આવ્યા પૂર્વે દમયન્તીએ નળને એક જ વાર જોયેલા તેથી વધારે પરિચય ન હતો. સભામાં બેઠેલા સર્વ રાજાઓના કુળનું વર્ણન સાંભળતી સાંભળતી દમયન્તી જરા આગળ વધી કે તુરતજ તેણે નળાકૃતિમાં પાંચ પુરુષો જોયા.

જોતાં જ તે આભી બની ગઈ ને ધ્રુજવા લાગી. તે વખતે દમયન્તી એની બુદ્ધિનું સમતોલપણું રાખી શકી નહિ. હતાશ થઈ નિરાશાના અભ્રમાં જાણે ઘેરાઈ ગઈ ન હોય તેવી વ્યગ્ર દશામાં ઉભીજ રહી. સતી તે ભ્રમમાં બહુજ વલોપાત કરવા લાગી. કંઈક હિંમત લાવી સજળ નેત્રે કરસંપુટ કરી પ્રાર્થના કરતી બોલી, "હે રાજાલોક! જો હું વરમાળ આરોપીશ તો ફક્ત નળનેજ. તે સિવાય અન્ય સાથે પાણિગ્રહણ કદી કરીશ નહિ; ભલે પછી ગમે તો હું કુંવારી રહું. જીવનનો અવશેષ કાળ ઇશ્વરને સમર્પિત કરી આવતા જન્મમાં પણ અવસ્ય નળનેજ વરીશ. એટલે આપ સર્વે પોતપોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરો અને મને સુખેથી રાજા નળને વરમાળ અર્પણ કરવા દ્યો."

દમયન્તીનો આવો દઢાગ્રહ ને કરુણ વિલાપ ધ્યાનમાં લઇ એ વેશધારી નળાકૃતિ દેવોએ પોતાનો નકલી વેશ દૂર કરી અસલ રૂપ ધારણ કર્યું. દમયન્તીએ તત્કાળ એ નરપુંગવને સસ્મિત વદને, કંપતા શરીરે તથા સ્નેહાળ હૃદયે વરમાળા આરોપી દીધી. મંગળ વાજીંત્રો વાગવાં શરૂ થયાં. ભરસભામાં અંતરિક્ષથી પુષ્પવૃષ્ટિ થઇ અને સ્વર્ગના દેવોએ એ નવલ દંપતીને વધાવી લીધાં. નળે દમયન્તીનો હસ્ત પકડી કહ્યું કેઃ "હે પ્રિયે! હું તારા પ્રેમનો સ્વીકાર કરૂં છું." પછીથી વિધિપૂર્વક લગ્નોત્સવ ઉજવવામાં આવ્યો. અને નળ દમયન્તી સહિત પોતાની રાજ્યધાનીમાં પાછો આવ્યો.

---

## પ્રકરણ ૬ ઠું

# નળ યુવરાજપદે

રાજા વીરસેન પુત્રના આ કાર્યથી બહુ પ્રસન્ન થયો. અને નળને રાજ્યારોહણ કરી પોતે વાનપ્રસ્થદીક્ષા લઈ બાકીના દિવસો ભગવતભજનમાં ગાળવા લાગ્યો.

મહાપ્રતાપી રાજા નળ ધર્મપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યો. યશસ્વી રાજ્યપ્રણાલીથી નળ પ્રજામાં વધારે આદરણીય થઇ પડયો અને સર્વત્ર રાજા નળની દુવાઈ ફરવા લાગી. રાજમંડળના અગ્રેસરોમાં પણ હવે નળની ઠીક પ્રતિષ્ઠા જામવા લાગી. વળી પોતાના રાજ્યમાં પ્રજા ઉપર અતૂલ પ્રેમ રાખી સર્વને તે પ્રિય થઇ પડયો. રાજા-પ્રજા વચ્ચેનો પિતાપુત્ર જેવો સબંધ એ નળનો મુદ્રાલેખ હતો. પ્રજાભક્ષક ન થતાં પ્રજાપાલક થવામાં જ તે તેની ફરજ માનતો હતો. આવાં અનેક કારણો મળી નળ એક પુણ્ય-શ્લોક તરીકે ઓળખાય છે. આમ સુખપૂર્વક દમયન્તી સાથે નળ વન–ઉપવનમાં વિહાર કરતો થયો. એ આનંદના દિવસો ગયા પછી થોડા જ કાળમાં દમયન્તીથી એક કન્યા અને તે પછી એક પુત્રરત્ન ઉત્પન્ન થયાં. પુત્રપ્રસવથી રાજમહેલમાં આનંદ આનંદ થઇ રહ્યો. ભાટચારણોને આનંદની વધાઇ માટે પુષ્કળ દાન કરવામાં આવ્યું. દરબારમાં પણ નળ તરફથી યોગ્ય અને શિષ્ટ પુરસ્કાર કરવામાં આવ્યો. દંપતીના ઉત્સાહનો તો પાર જ ન હતો. પુત્રપ્રાપ્તિને કારણે નળને પ્રજા તરફથી સારાં સારાં નજરાણાં એનાયત

થયાં. સારા નગરમાં તે શુભ દિવસ જાહેર તહેવાર તરીકે પાળવામાં આવ્યો. નામવિધાનમાં કન્યાનું નામ ઇન્દ્રસેના અને પુત્રનું નામ ઈન્દ્રસેન એ પ્રમાણે રાખવામાં આવ્યાં.

× × × ×

પ્રિય વાચક! તને એટલું તો જ્ઞાન હશે જ કે પ્રાણી માત્રને કંઇ અવનવી ઘટનામાંથી પસાર થવું પડે છે. ભલે પછી તે રાય હો કે રંક, સર્વને માટે સુખદુઃખની ફરતી છાંયડી હોય છે. કારણ કે "लिखितमपि ललाटे प्रोज्झितुम् कः समर्थः ॥ એ સૂત્રાનુસાર અહિં આ ચરિત્રનાં નાયક અને નાયિકા પણ સુખની ઘડી સ્વપ્નવત્ પસાર કરી કાળચક્રમાં ફસાઇ દુઃખની પરાકાષ્ટાએ પહોંચ્યાં; જેનું યથાવિધિ વર્ણન આવતા પ્રકરણથી શરૂ થાય છે. હવે તું આનન્દ રસમાંથી કરૂણ રસમાં મગ્ન થઈશ અને મને વિશ્વાસ છે કે તે તું વધુ ચીવટથી મનન કરી એ સદ્ગત અમર દંપતીએ ભોગવેલી અસહ્ય આપત્તિઓ માટે સ્મરણાંજલિમાં કંઇક અશ્રુ ઢાળી તારૂં હૃદય હલકું કરીશ.



# પ્રકરણ ૭ મું

## દ્યૂત-ખેલન

નળ રાજાને પુષ્કર કરીને એક કનિષ્ટ ભ્રાતા હતો. પુષ્કર પણ જુગાર રમવામાં પ્રવીણ હતો. નળને રાજગાદી ભોગવતો જોઇ તે દ્વેષાગ્નિથી બળવા લાગ્યો, આ રીતે તેના હૃદયમાં કળિયુગનો સંચાર વધતો ગયો. એક વખતનો વૈરાગી તે અત્યારે બંધુદ્વેષથી પ્રેરાઈ કળિકાળના વિકરાળ મુખમાં ભક્ષ થઇ પડ્યો. તેના મલિન વિચારે પુષ્કરમાં પ્રવેશ કરી તેનું પવિત્ર અંતઃકરણ તિમિરથી ભરી દીધું. તેના અંગે અંગમાં કળિનું વિષ ઢોળાયું. પુષ્કરની મતિ આથી ચલાયમાન થઇ. અને ગમે તે પ્રકારે નળને દગો દઇ સત્તાધીશ થવા ઉપાયો યોજવા લાગ્યો. પુષ્કર તે દ્વેષ જાહેર રીતે દર્શાવવા હિંમત કરતો નહિ; કારણ કે એની પાસે ભારે સેના તથા અઢળક સંપત્તિ પણ ન હતી. એટલે કોઇ પણ છળભેદથી નળને વશ કરવાનું ઉચિત ધાર્યું. પુષ્કરે નળને ઘણાજ પ્રેમપૂર્વક દ્યૂત રમવા નિમંત્રણ આપ્યું. નળ રાજા એ વ્યસનનો શોખીન તો હતો જ, એટલે તે આમંત્રણ તેણે સ્વીકાર્યું. દ્યૂતખેલન શરૂ થયું. ક્રમવાર સોના, ચાંદી, વસ્ત્ર, અને અન્ય રાજવૈભવ દાવમાં મુકી નળ સર્વ દાવમાં હરાતો જ ગયો. જુગાર એ પણ એક જાતનો નિશો કે ચડશ છે. નિશામાં બુદ્ધિની સ્થિરતા કદી પણ સંભવી છે ? તેમ અહિં રાજા નળ જુગારથી એવો તો ખુવાર થયો કે કોઇ મિત્રો પણ એને ખેલનમાં રમતો અટકાવી શક્યા નહિ. મંત્રીગણ અને નગર-

નિવાસી સર્વે રાજાને તે દૂષણમાંથી રોકવા રાજમહેલે આવ્યા. સારથીએ જઇ મહારાણી દમયન્તીને વિનંતિ કરી કે: "હે દેવી ! મંત્રીગણ અને નાગરિકો રાજભૂવનના દ્વાર આગળ જઇ અટકી ગયા છે. આપ સત્વર ત્યાં પધારો અને મહારાજા નળને વિનવો કે રાજ-ભક્તપ્રજા આપશ્રીને જુગારમાં ખુવાર થઇ દુઃખી થતા જોવાને સહી શકતી નથી."

નળરાજા જુગાર રમે છે એ વાત જાણી પતિવ્રતા દમયન્તી સશોક વિહ્વળ થઇ તુરત મહારાજા પાસે જઇ કહેવા લાગી. "રાજેશ્વર ! આપની રાજભક્ત-પ્રજા તથા મંત્રીગણ સર્વે આપના દર્શનાર્થે દ્વાર આગળ ખડા રહ્યા છે. આપે તેમની વિનંતિને માન આપી દર્શન તો અવશ્ય કરાવવું જોઇયે. આ પ્રમાણે એ કોમળ હૃદયા સતીએ નળને બહુ જ વિલાપથી વિનવણી કરવી ચાલુ રાખી." પરંતુ રાજા પોતે એ દુર્વ્યસનમાં એટલો બધો તો ઉન્મત્ત બન્યો હતો કે સતી આવીને વિલાપ કરે છે તેનું બિલકુલ ભાન પણ ન હતું. ખરેખર ! વ્યસનના ઉઠાવગીરો એવા તો ચકચૂર તેમાં થઈ જાય છે કે પાછળથી તેમની શી દશા થશે એનો મગજમાં લવલેશ ખ્યાલ પણ કરતા નથી ! માણસ લાખનો મટી કોડીનો થાય છે છતાં 'હાર્યો જુગારી બમણું રમે' તે ન્યાયે અહિં નળ સર્વ રાજવૈભવથી પરવારી બેઠો હતો છતાં દાવમાં એક પછી બીજી ચીજો મુકી જુગારમાં હારતો જ ગયો.

સ્વામીને દ્યૂતમાં ધનધાન્ય સર્વેથી હરાતા જોઈ દમયન્તી શોકમાં ગરકાવ થઈ ગઇ અને તેજ પળે મૂર્છિત થઇ ભૂમિ પર સરી પડી. આ કરુણ દશ્ય જોવા જેટલી પણ નવરાશ

નળ જેવા એકપત્નીવ્રતધારીને મળી નહિ. માણસ દુર્વ્યસનરૂપી કૂપમાં ઉતરે છે ત્યારે ભારેમાંભારે દૂરંદેશીની બુદ્ધિ પણ સહાયક થતી નથી, તે આ ઉપરથી સત્ય ઠરે છે. પ્રજાગણ અને મંત્રીઓને લાગ્યું કે રાજા મહેલ બહાર નહિ આવે એટલે તેઓ હતાશ હૃદયે ઉદ્‌ગારો કાઢી બોલ્યા કે "આ રાજા નળ ન હોય." આમ માર્મિક વચન કહી સૌ પોત-પોતાના મંદિરે ગયા.

જ્યારથી દમયન્તીએ જાણ્યું કે રાજા નળની બુદ્ધિમાં કંઈક વિકાર ઉત્પન્ન થયો છે ત્યારથી જ સતી ભાવી વિપત્તિઓ સામે થવા સાવધાન રહેવા લાગી. સતીએ સારથી વાર્ષ્ણેય સાથે પોતાનાં બન્ને સુકોમળ સંતાન પિતાને ઘેર મોકલી આપ્યાં. સારથીને પણ કંઈક દ્રવ્ય આપી વિદાય કર્યો. વાર્ષ્ણેય ઉભય રાજબાળકોને રાજા ભીમને સોંપી અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં નોકરીમાં રહ્યો.

× × × ×

---

## પ્રકરણ ૮ મું

## પુષ્કરની કઠોરતા

આ તરફ નળ અને પુષ્કરનું જુગાર રમવું કેટલાક દિવસો સુધી ચાલ્યું. છેવટે રાજાનળ સર્વ રાજવૈભવથી હરાઇ ગયો. તમામ રાજ–રસાલાથી ખુવાર થઈ નળ ચિંતા-ગ્રસ્ત હૃદયે બેઠો હતો; તેવામાં પુષ્કરે ગર્વથી કહ્યું, "ફરી એક વખત દાવ થવા દે. હવે તારી પાસે શું છે? તારૂં સઘળું મેં જીતી લીધું છે. કેવળ દમયન્તી એકલીજ તારી માલિકીની રહી ગઇ છે. એને દાવમાં મુક." પુષ્કરનું આવું કટાક્ષ સંભાષણ સાંભળી નળ ક્રોધાગ્નિથી બળવા લાગ્યો. પરંતુ લાચાર વદને ક્રોધને શાંત કરવો પડયો; કારણકે 'સત્તા વિનાનો નર શા કામનો'! તે સર્વ સત્તાથી હરાઈ ચૂકયો હતો; એટલે પુષ્કરનું ગર્વિત વેણ તેણે નિરૂપાયે સહન કરી લીધું. પરંતુ સતીથી આ સહ્યું જાય તેમ ન હતું. પુષ્કરનું માર્મિક વાગ્બાણ સાંભળતાંજ દમયન્તીને તે એક કારીઘા જેવું જીવલેણ થઈ પડયું. વિના સંકોચે સતી ક્ષાત્ર તેજને છાજે તેમ ગર્જના કરતી બોલી. "પુષ્કર! કંઈક દયા તો વર્ષાવ. ભ્રાતૃભાવનો આજ હક્ક! વડિલ બંધુને ગમે તેવાં અકથ્ય વચનો કહી તેને તુચ્છકારવો એ શું તમારા જેવા યશસ્વિ કુલ-દિપક બિરાદરને શોભે છે? અરે! કંઈક તો વિચારો. એક વખતના તમારા વૈરાગ્યપણાનો શું આજ પ્રતાપ? સુવર્ણને અગ્નિમાં તપાવતાં તદ્દન વિશુદ્ધ થઇ વધુ ઝળકાટ આપે છે; ત્યારે તમારા જેવા એક તપધારી તે અત્યારે આ રાજવૈભવની લોલુપતામાં પડી, પૂર્વે કરેલાં

સર્વે જપતપ ઉપર પાણી ફેરવવા તત્પર થાય એશું અઘટિત નથી ?"

પુષ્કર—" બસકર, દમયન્તી ! તારાં ડહાપણનાં વેણુ જવાદે. હવે આ વૈરાગી નથી પણ સર્વ રાજસત્તાનો માલિક છે. એક વખત તમને ગમે તેવી દુઃખદ સ્થિતિમાં મુકી રીબાવવાં હોય તો તે મારી મુન્સફીની વાત છે. આટલેથી અટકું છું એજ મારી તમારી પ્રત્યે કૃપા કે રહેમ નજર છે."

દમયન્તી—" શું કૃપા ? એક તમારા જેવા ક્ષુદ્રની કૃપા ? નહિ નહિ એ કૃપા નહિ, પણ જ્યારે ત્યારે તે ઝેરા ફેણુ છે.

દમયન્તી—

"નથી લોભ તૃપ્તિ તોય ડસવું સાપને મન રમત છે,
ત્યમ પીડવાં નિર્દોષને એ જુલ્મીને મન સ્હેલ છે;
પણ સર્પ રૂપ શયતાનને આખરતો જહન્નમ આગ છેઃ
શયતાન સાથી જુલ્મીનો પણ એજ આગે માર્ગ છે.

વળી ઢાંગીના ઢાંગમાં હવે વધુ છેતરાવું એ જીવને જોખમી છે. કારણકે—

સત્ય તેં શોધ્યું નહિ હતો યોગી એકજવાર,
મિથ્યા સત્તા ક્ષણિક કાયા સમજ્યો ન સારાસાર.

સત્તાના મદમાં ફુલાઈ ન જતાં ઈશ્વરથી ડરી સત્ય પૂર્વક ચાલો, જેમાં સર્વનું કલ્યાણ છે. બાકી સત્તાના ઘેનમાં અકૂળાઈ ભોળાઓને ભસ્મ કરવાં અરે ! તેમને સંતાપવાં એ સર્વથા નામર્દાઈ છે. કેમકે—

છે દેહ-ક્ષણભંગુર અને ધન ધામ પ્રભુના ખેલ છે,
આજે કંઇ કાલે કંઇ પલટાય એ ઇશ્વરાધીન છે;

પરકાજ વિભૂતિ સાધુની એ મંત્ર દીલ જપતો રહેઃ
તુજ હાથ સત્તા ત્યાં લગી ઉપકાર કર શ્રુતિ કહે."

પુષ્કર—"હા! ઉપકારનું રહસ્ય હું બરોબર સમજ્યું છું. દમયન્તી તારૂં એક એક વાકય મારી ધીરજ ઢીલી કરે છે અને કંઈક તે યાદ આવતાં વિકલ્પ કરવા મન દોરાય છે. છતાં હજી હું ગમ મારી તારાં બાળકોને જીવતાં જવા દઉં છું એજ મારી ઉદારતા કે ઉપકાર છે."

દમયન્તી—(ક્રોધમાં)"તમારા જેવા પાપનિષ્ટ ને બગભગત-ની ઉદારતા અમારે વ્હોરવી નકામી છે. સત્યપરાયણ રાજ–ભકતો કેવળ ઈશ્વર સિવાય અન્યની ખુશામત કરી, ઉદારતા લેવા ચ્હાતાજ નથી તે આપ કેમ ભૂલી જાઓ છો? તમારા જેવા ગર્વિષ્ટ ને કુલ–ઘાતીની કૃપા કે ઉપકાર લેવા હરગીજ મારી ના છે. ભલે દુઃખના ડુંગરોમાં ભટકી સળવું પડે તેથી શું ?"

પુષ્કર—"એમકે, તેથી શું ? જોઉં છું કે કેમ સહન કરો છો. મહારાણીનો ગર્વ હવે જવા દેજો. હવે પુષ્કર તે નથી સહી શકતો. પુષ્કર તે તો પુષ્કળજ દુઃખ આપનાર છે એમ માની લેજો."

એટલામાં તેમના વાગ્યુદ્ધના સંવાદથી નળ કંઇક શુદ્ધિમાં આવતાંજ પુષ્કરને કહેવા લાગ્યો–"પુષ્કર–પુષ્કર! આમ કુલ-વિનાશક ન થા. જે થવાનું છે તે થયાજ કરશે ને કહેણી રહી જશે."

* * *

વળી—

" જેની ફૂંકે પર્વત ફાટે, આભ ઉડળમાં ભરતા;
જેને ચાલ્યે ધરણી ધ્રુજે, તે નર દીઠા મરતા".
"પુષ્કર દયા કંઇ ધરને"

પુષ્કર—(સ્વગત) "વળી આગળ ઉપર જોઈ લેવાશે. આ કેસરી સિંહના પંજામાંથી કયાં એ છૂટી જનાર છે. (મોટેથી) ઠીક, નળરાય! તો ઉતારી આપો સર્વ રાજપોષાક; અને ભેખની કફની ધારણ કરી લ્યો."

તુરત જ નળરાયે એક ધોતી સિવાય તમામ અંગ ઉપરનાં વસ્ત્રાભૂષણો પુષ્કરને સ્વાધીન કર્યાં. નળની આવી કરુણ દશા જોઇ તેનાં કેટલાંક પ્રિયજનો બહુ દુઃખી થયાં. સર્વ રાજ–લક્ષ્મીનો પરિત્યાગ કરી નળ નીચી નજરે નગર છોડી વન પ્રતિ રવાના થયો. સાધ્વી સતી પતિપરાયણા દમયન્તી સ્વામીની કરુણાજનક સ્થિતિ નિહાળી બહુ દુઃખ પામી. છલકાતી આંખે એ પણ નળ પાછળ સર્વ વસ્ત્રાલંકાર ઉતારી આપી એક વસ્ત્રભેર વન પ્રયાણે નીકળી. એ સુકુમાર દંપતીની આવી પાગલ દશા જોઈ સારા નગરમાં હાહાકાર થઇ રહ્યો. પુષ્કરે શહેરમાં ઢંઢેરો પીટાવ્યો કે "જો કોઈ નળને પોતાના ઘરમાં આશ્રય આપશે; તો તેને રાજ–દ્રોહના ગુન્હા માટે મૃતઃદંડની શિક્ષા કરવામાં આવશે." પુષ્કરનો આવો કડક ત્રાસ સાંભળી કોઈ પણ નગર–નિવાસી, એ રાજા–રાણીનો સત્કાર કરી શકયાં નહિ.

---

## પ્રકરણ ૯ મું

## 'પતીનો અરણ્યવાસ

નળ અને દમયન્તી લાગલાગટ ત્રણ દિવસ સુધી ફક્ત પાણી પીને જ નગરની આસપાસ ફરતાં રહ્યાં. જ્યારે ભૂખથી બહુ વ્યાકુળ થયાં ત્યારે ફળફૂલનો આહાર તરીકે ઉપયોગ કરવો શરૂ કર્યો. હવે વધુ વખત પુષ્કરની હદમાં રહેવું એ જોખમ ભરેલું છે એમ ધારી નળ દમયન્તીને લઇ વન જવા નીકળ્યો. રસ્તામાં ઘણો વખત થયો છતાં આહારમાં કંઇ પણ ભક્ષ્ય મળ્યું નહિ; જેથી રાજા ભૂખથી પીડિત થઈ આહારની શોધમાં ભટકવા લાગ્યો. જંગલમાં રખડતાં રઝડતાં નળ-દમયન્તી ઉભય ભૂખની ભેખમાં ને આહારની શોધમાં વનની ગહન વાટિકાઓ પસાર કરતાં, એક નિર્મળ જળાશયે આવી પહોંચ્યાં. એ જળાશયના આશ્રયથી ઉભયને કંઈક શાન્તિ મળી. અન્ન જળના અભાવે સાત દિવસથી પીડિત ક્ષુધાતુર નળે, તે જળાંશયમાંથી મત્સ્ય મેળવી ક્ષુધા શાંત કરવા નિશ્ચય કર્યો. સતી સ્વામીનો આવો નિર્દોષ જાણી કંપવા લાગી ને રાજાને 'અહિંસા પરમો ધર્મ'નો મુદ્રિત પાઠ સમજાવવા લાગી.

દમયન્તી—

"સિંહ બાળ ભૂખે ટળવળે, કદી તૃણ નવ ખાય,
ટેકી જન આપત્તિમાં, ટેકથી ડગવા ન ચ્હાય.

માટે હે પ્રાણેશ! એમ તો કેમ બને! ક્ષાત્ર ધર્મ શું કહે છે—'સબળાને નમાવવો અને નબળાને પાળવો.' વળી જીવ-દયા શ્રુતિ પણ શું કહે છે–

"અરે ઓ નાથ ! પ્રાણીને વિના કારણુ નહિ મારો,
મહા આપત્તિ કાલે પણ અહિંસા ધર્મને ધારો."

નળ—

"ક્ષુધાએ પ્રાણ જાતાં પ્રાણી હિંસા કાજ લલચાવું,
બળ્યા આ પેટને ખાતર અનીતિ માર્ગને ચાહું."

દમયન્તી—

"સજ્જન થઇ શું સજ્જન ત્યાગતા નીતિ ?
ગમે તેવી મુશીબતમાં પ્રભુની ધારતા ભીતિ,
બળ્યા એ પેટને માટે ન હિંસા પાપને ધારો;
ચાહે તો લ્યો પ્રભુ આહારઅર્થે દેહ આ મારો."

(દમયન્તી નાટ્ય)

સતીનો સદુપયોગ કલિના કારસ્થાનમાં ફાવી શકયો નહિ. કલિના પ્રભાવે ભ્રમિત નળ સતીની સુધા સમી વિચાર શ્રેણી તરફ ધ્યાન નહિ આપતાં મત્સ્ય પકડવા જળાશયમાં કૂદી પડયો. ઉપરાચાપરી જળક્રીડા કરી પાંચ સાત મત્સ્ય પકડી ઉપર આવ્યો અને સતીને સોંપી પુનઃ જળાશયમાં ડુબકી મારી ગયો. દયાળુ દેવી દમયન્તીના કોમળ હસ્તમાંથી સતી પ્રભાવે મત્સ્ય તે જ તળાવમાં જીવિત થઈ સરી પડયાં. સતી આથી ગભરાવા લાગી ને પતિના ક્રોધની ભોગ થઈ પડી. મત્સ્ય નહિ મળતાં નિરાશ થઇ નળ બહાર આવ્યો અને દમયન્તી પાસે પ્રથમ મળેલાં મત્સ્યની માગણી કરી. સતી મંદ સ્વરે બોલી: "મહારાજ! ક્ષમા કરો, મત્સ્ય તો તળાવમાં સરી પડયાં." દમયન્તીનો આવો આશાભગ્ન જવાબ સાંભળી નળ સિંહગર્જના કરી સતી ઉપર ક્રોધની વૃષ્ટિ વરસાવા લાગ્યો. સતી જ મત્સ્યનો ભક્ષ કરી ગઈ

છે એમ ધારી નળ તેને ઘણી જ કડકવાણી બોલી તુચ્છ-
કારવા લાગ્યો. સતી એ ખોટા આરોપથી લજ્જિત થઈ
પ્રતિજ્ઞાપૂર્વક કહેવા લાગી.

દમયન્તી—

" અગર સ્વામિથી પેટ વ્હાલું ગણ્યું
અગર ભક્ષ જો મેં કીધું મત્સ્યનું
તો સોગન મને આપ શ્રીમાનના-
છે સોગન મને સ્વામિ શ્રીરામના."
(દમયન્તી નાટ્ય)

નળને આથી કંઈ સાંત્વન મળ્યું. અને પુનઃ સતી
ઉપર પ્રેમ લાવી તેણે આગળ પ્રયાણ શરૂ કર્યું.



## પ્રકરણ ૧૦ મું

---

### નળ–વસ્ત્રહરણ

કેટલાયે ગાઉની મજલ કર્યા પછી દંપતીએ રસ્તામાં પક્ષીઓનું એક ઝુંડ ચરતું જોયું. રાજા અહીં પણ ભૂખની પીડામાં ધર્મ અધર્મ કળી શકયો નહિ. પક્ષીઓની હિંસા કરી ભૂખને શાંત કરવી ધારી. તેમને પકડવા માટે જાળ અગર તો એવું કોઈપણ સાધન ત્યાં મળી શકે તેમ નહતું. એટલે ધીરેધીરે પક્ષીઓના જૂથ તરફ જઈ એક વૃક્ષ પાછળ લપાઈને તેમની ઉપર, અંગ ઉપર પહેરેલું ધોતીયું ચપળતાથી નાખ્યું. જ્યાં સમય જ પ્રતિકૂળ હોય ત્યાં સુખની ઘડી કેમ સંભવે? નળ જેવા માટે દુઃખ જ સરજાયું હોય ત્યાં હજારો પ્રયત્નો કરે તોયે શું વળે? नियतः केन वार्यते? ધોતી સહિત પક્ષીઓ આકાશમાં ઉડી ગયાં. નળ વ્હીલા મુખે તેમની ગતિને રોકવા ખાલી પ્રયત્નો કરતો આકાશ તરફ જોઈ રહ્યો. વળી તે હતાશ થઈ કપાળ ઉપર હાથ ફેરવતો બોલ્યો—અહા! !!!

નળ—

"કર્મ તારી કળા ન્યારી હજારોને હસાવે છે;
ચઢે જે ચક્કરે તારે ઘણું તેને રીબાવે છે."

"હરે ભગવાન! તારી ખરે જ કંઈ ઓર જ ખૂબી છે. ઘડીમાં રાય ને રંક અને રંક ને રાય તું કરી મુકે છે. જ્યાં ઇશ્વરની જ કફા મરજી છે ત્યાં મારા જેવા રંકને માટે તો ખરેખર દુઃખ સિવાય અન્ય આરો જ નથી."



ધોતી સહિત પક્ષિઓ આકાશમાં ઊડી ગયાં.

3952 Lakshmi Art, Bombay, 8

બુદ્ધિહીન થઇ હવે નળ નમ્ર થયો અને પોતાની કરણી માટે બહુ જ વિવિધ વિલાપ કરવા લાગ્યો.

ઘણા જ શોક સાથે નળે દમયન્તીને કહ્યું કેઃ "હે પ્રિયે ! હું ભાગ્યવિહાણો છું. તું મારી સાથે દુઃખી થા મા. જરા નજર કર, કેટલા પથિક અયોધ્યા અને વિદર્ભ પ્રતિ ગમન કરી રહ્યા છે ? તું પણ તેઓની સાથે પિતાને ઘેર ચાલી જા, ને જંગલના અસહ્ય કષ્ટોમાંથી બચી જા. હું મારાં કર્યાં કર્મો ભોગવીશ." આમ કહેતાં કહેતાં નળનું હૃદય ભરાઈ આવ્યું ને એકાએક પોતાની અર્ધાંગનાની કફોડી દશા જોઇ અશ્રુપાત કરવા લાગ્યો. દમયન્તી પણ અશ્રુ ઢાળતી બોલી.

"ભાગ્ય દશા પલટાતી જ્યારે
બુદ્ધિમાનોની મતિ ત્યારે
સૂઝે ન સત્કર્મે ભ્રષ્ટ થતી હીન વિચારે.
તો પ્રભુ એમાં આપનો શો દોષ"

વળી હે પ્રાણનાથ ! "આપનું વચન સાંભળી મારૂં હૃદય કંપે છે. હું તો આપની પરિચારિકા છું. સ્વામીનો સંગ કદી છોડીશ નહિ. 'જ્યાં આપ ત્યાંજ હું ' અમારા જેવી સતી સ્ત્રીઓનું ભૂષણ કેવળ પતિસેવામાં જ સમાયેલું છે. માટે પ્રભુ એ તો કદી બનશે જ નહિ. વન વન ને રણ રણ રખડવું પડે તો બ્હેતર છે; પરંતુ આપનો વિયોગ મને અસહ્ય છે. મારૂં સર્વસ્વ પ્રભુ આપમાં જ છે. જો આપ આ અભાગિનીને શરણ નહિ આપો તો મારો પત્તો જ નહિ પડે. હે હૃદયેશ્વર ! આપ આવા ઘોર જંગલમાં ચાલતા ચાલતા થાકી જશો; વળી ભૂખ-

તૃષાથી પીડાઇ અચેત થશો ત્યારે હું આપની તહેનાતમાં રહીશ. 'દુઃખમાં સ્ત્રી સમાન બીજી ઔષધી નથી.' માટે હે મુકુટમણિ! આ દાસીને આપના શરણથી અળગી કરશો નહિ" ઉભયની આંખમાંથી અશ્રુની એક સરખી ધારા ચાલી રહી. આમ કેટલોક વખત સુધી આક્રંદ કર્યા પછી સતીએ કહ્યું. "જો આપની એવી જ ઇચ્છા હોય કે મારે પિતાને ઘેર જવું; તો આપ પણ મારી સાથે ત્યાં નિર્વિઘ્ને આવી શકો છો. જ્યાં આપનું મારા પિતા તરફથી યોગ્ય સન્માન થશે." પ્રત્યુત્તરમાં નળે કહ્યું. "પ્રિયે! તારૂ કહેવું યથાર્થ છે. અવશ્ય તારા પિતા મારો ઘટતો સત્કાર કરશે. પરંતુ જ્યાં હું રાજ-પોષાકમાં આવી તારી શોભામાં વૃદ્ધિ કરતો, ત્યાં અત્યારે એક પાગલ જેવી વૈભવહીન દશામાં આવું તે તારા શોકમાં વધારનારૂં થઇ પડે."

---

દમયન્તી–ચરિત્ર



દમયન્તી—ત્યાગ

3952 Lakshmi Art, Bombay 8

## પ્રકરણ ૧૧ મું

# દમયન્તી-ત્યાગ

આવી રીતે કરુણ વિલાપમાં કેટલીયે સફર કરી દંપતી ઘણે જ દૂર જઇ ચઢયાં. પરંતુ હવે ભૂખનો ત્રાસ અસહ્ય થઈ પડયો. એક ડગ આગળ ભરવું તે વજ્ર જેવું કઠિન થઇ પડયું. દંપતીએ થાકી જવાથી ત્યાં જ મુકામ કર્યો. નૈષધપતિ ને વિદર્ભ રાજપુત્રી એક જ વસ્ત્રભેર અડધે અડધે ભાગે લઇ ભૂમિ શયન થયાં. 'સમય કરે તેવું કોઇ ન કરે' પુષ્પ સમાન મૃદુ મખમલાચ્છાદિત શય્યામાં સુનારાં તે અત્યારે એક જ ફાટેલ તુટેલ વસ્ત્ર પરિધાન કરી એ વિકરાળ રાત્રિના તિમિરમાં નિદ્રાધીન થયાં. કોઇ કોઈ વાર તારલાઓનો આછો પ્રકાશ તેમના નિદ્રાલુ શરીર ઉપર પડતો ત્યારે દમયન્તીના નિર્દોષ હૃદયમાં ઉછળતો હાવભાવ સ્વાભાવિક રીતે જ કળી શકાતો હતો. ભૂખ ને થાકના પ્રહારથી દમયન્તી ઘસઘસાટ ઉંઘવા લાગી. પરંતુ નળ શોકાગ્નિમાં બળ્યો ઝળ્યો થતો હોવાથી નિદ્રા લઇ શકયો નહિ.

રાજા સુતેલી દમયન્તીનું મુખ-મંડળ ધ્યાનપૂર્વક આલેખતો મનમાં સશોક ચડભડયો. "અફસોસ! આ બીચારી સતીને મારા માટે આવાં કઠિન કષ્ટો સહન કરવાં પડે છે. જો હું સતીને મુકીને અહીંથી ચાલ્યો જાઉં તો અવશ્ય એ એના પિતાને ઘેર જતી રહેશે." એ પ્રમાણે વિચાર કરી પોતાનું અંગ ઢાંકવા સારૂં જે અડધું વસ્ત્રનું અંતરપટ હતું તેને કાપવા ધાર્યું. સતી જાગી ન જાય તે

માટે સાવધ રહી આમ તેમ નગ્નાવસ્થામાં ટહેલવા લાગ્યો. વળી કંઈક વિચાર સ્ફૂરી આવવાથી પાસે પડેલી શમશેર× વતી તે વસ્ત્રનું અંતરપટ કાપી લીધું, ને પોતાના અંગ ઉપર લપેટી લીધું. સતીને ઉંઘતી રાખી બીજી દિશામાં પ્રયાણ પણ કર્યું. થોડેક દૂર ગયા પછી ફરી ત્યાં પાછો આવ્યો અને એ રીતે સતીનો ત્યાગ કરવો તેને અસહ્ય લાગ્યો. વળી દમયન્તી પાસે બેસી વિચારવમળમાં લીન થઈ; હૃદયનો ભાર હલકો કરતો કંઈક બોલ્યો "હા! જે દમયન્તીને વરવા સૂર્ય અને વાયુ જેવા સમર્થ દેવોએ મહાપરિક્રમણ કરેલું, તેજ મારી પ્યારી આજ અનાથ થઈ ભૂમિ શયન કરી રહી છે. અરે! જ્યારે એ કોમલાંગી અડધા વસ્ત્રમાં એકલવાઇ પોતાને જોશે ત્યારે સતીની શી દશા થશે! ભીમરાજાની ભીરૂહૃદયા પતિવ્રતા દમયન્તી મારાથી અલગ થઈ ઘોરવનમાં વિકરાળ હિંસક પ્રાણીથી હેરાન હેરાન થઇ દેહનો અંત લાવશે!"

આવા વિચારની ઘટમાળમાં રાજા નળ રોતો રોતો એક વાર ફરીથી ઉઠયો અને તત્એવ સતીને ત્યાં જ સુતી રાખી વિખૂટો પડયો. થોડે દૂર ગયા પછી મોહને વશ થઇ પુનઃ પાછો આવ્યો. આ રીતે બે ત્રણ વાર આવરજાવર કરી અંતે અર્ધાંગનાનો ત્યાગ કરી ત્યાંથી નળ અદ્રશ્ય થયો.

---

× કલિ પ્રભાવે ત્યાં શમશેર મુકવામાં આવી હતી એમ કહેવાય છે.

## પ્રકરણ ૧૨ મું

# સતી-વિલાપ

નળરાજાના ગયા પછી દમયન્તી નિદ્રામાંથી જાગી. જાગતાં જ પોતાને નિર્જન વનમાં એકલી જોઇ ગભરાવા લાગી. અત્યંત દુઃખથી વ્યાકુળ થઇ આક્રંદ કરી રહી: "હે નાથ! હે સ્વામિ! એવા મૃદુલ ધ્વનિથી વનમાં ઘડીભર શાંતિ છવાઇ ગઇ. વૃક્ષ, લતાઓ અને વનચર જેવાં હિંસાદિક પ્રાણીઓ પણ તેના આક્રંદમાં જાણે સામેલ થયાં ન હોય તેમ ભાસ થવા લાગ્યો. પવન મંદ ગતિથી વહી તેનો કરુણ સ્વર ઝીલી લેતો ન હોય તેમ ડાળ કરી તેના આછા ઘેર વસ્ત્રને સ્પર્શ કરી શાંતિનો સંચાર આપવા લાગ્યો. આકાશમાં વિચરતાં પક્ષીઓ પણ મંદગતિથી નીચે ઉડ્ડયન કરી વિવિધ કલરવ સાથે એ કરૂણ મુદ્રાને ધીરજ આપતાં હોય તેમ માર્મિક વાણી ઉચ્ચારી વનને ગજાવી મૂક્યું. સતી આટલેથી જ શાંતિ પકડે તેમ ન હતું. એનું આક્રંદ કલાકોના કલાકો સુધી જારૂ રહી, વિવિધ વિલાપથી પતિને યાદ કરવા લાગી. ' હે પ્રભુ! હવે વધુ વખત મારી મજાક ન કરો. મને ભય લાગે છે. જલદી આવો અને આ દાસીને દર્શન આપો":—

"નહિ ઉંચે નહિ નીચે,
ન મળે આધાર ઘન વને
નિરાધાર-નિરાકાર!
હવે મ્હારા થશે શા હાલ!"

હે ઇશ્વર ! "દુઃખની પણ હદ હશે કે ? ખરેખર હું જ મન્દભાગિની છું કે રાજ–વિયોગ સાથે પતિ વિયોગ પણ હવે થઈ ચૂકયો ! મેં આપનો શો અપરાધ કર્યો છે કે જેથી મને એકલી મુકી વિદાય થયા.

"નહિ સ્નેહને છેહ દેવો ઘટે છે,
અહો નળ અહો નળ વૈદરભી રટે છે."

હે પ્રાણેશ ! આ કિંકરીને આપના વિના ચેન કેમ પડશે ? માટે આપના સંગની અપેક્ષાથી હવે વધુ તલસાવો નહિ. હે હ્રદયમણિ ! સંધ્યા થયે જયારે આપ ભૂખ–તૃષાથી પીડિત થઇ કોઇ શીત છાયા નીચે આરામ કરતા હશો, ત્યાં આ પરિચારિકાની સેવાની આવશ્યકતા તો રહેશે જ."

થોડોક સમય આક્રંદમાં આમ તેમ વ્યતિત કરી લેવાયેલા મુખે દમયન્તી અહીં તહીં રટન કરવા લાગી. વનરાજ તથા અન્ય હિંસાદિક પ્રાણીઓથી ડરી તે સૂનકાર વનમાં ભયવશાત્ ચોમેર દોડતી, ઠોકર વાગતાં વળી ગબડી જતી, ઘડીકમાં વૃક્ષની ભરાવદાર ઘટાની આસપાસ નળની શોધ કરતી. વળી દોડતાં દોડતાં રસ્તામાં ઝીંઝોટ સાથે વસ્ત્ર ભરાવાથી ફાટતું, ને કંટાદિક જીવલેણ તીક્ષ્ણ પાષાણની રેષાઓથી ઘસાઈ પગમાંથી વહેતા રક્તથી સતી રંગાવા લાગી.

× × ×

## પ્રકરણ ૧૩ મું

# પારધી અને સતી

સતી એવી વિહ્‌વળ દશામાં હે પ્રાણાધાર ! હે પ્રાણેશ ! ના ઉદ્દગારોમાં ભાન ભૂલી અવળે રસ્તે ચઢી જઇ એક ઘનઘોર ઝાડીમાં આવી પહોંચી. સજળ નેત્રે જયાં ફાવે ત્યાં પ્રયાણ કરતી તે અચાનક એક ભયંકર અજગર નજદિક આવી ચઢી. વિરહ–ઘેલી દશામાં સતી રૂદન કરતી ત્યાંજ ઉભી રહી. અજગરે ધીરે ધીરે સતીનો પગ ગળી જવો શરૂ કર્યો. દમયન્તી આથી ગભરાઇ કારમી ચીસ પાડી ઉઠી. સતીનું આક્રંદ સાંભળી એક પારધી કે જે શિકાર અર્થે નીકળેલો તે એ કરુણ સ્વર તરફ દોડી આવ્યો. અબળાને આવી એકાએક આપત્તિમાં આવેલી જોઇ તેણે તત્કાળ તીક્ષ્ણ શસ્ત્રથી તે ભુજંગને ઠાર કર્યો. દમયન્તી સહસા અચાનક મળેલી સહાયતાથી અજગરના વજ્રબંધનમાંથી મુકત થઈ. ત્યારબાદ પારધીએ સતીને ખાવા માટે ફળ તથા પીવા માટે જળ લાવી આપી, શાંત કરીને પૂછયું: "હે મૃગલોચની ! તું કોની સ્ત્રી છું, અને આ ઘોર જંગલમાં કેમ આવવું થયું ?" સતીએ સર્વ વૃત્તાંત અથ ઇતિ કહી, તેના તરફ કરુણ દ્દષ્ટિથી જોઇ રહી. આવી કોમલાંગી, પીનસ્તની, ચન્દ્રમુખી, અનુપમ સુન્દરી દમયન્તીને જોઇ પારધીનું મન પ્રેમમાં લુબ્ધ થયું. એ પ્રેમ વિકારે તેના હ્રદયમાં તુમુલ યુદ્ધ મચાવી સારાસારનું ભાન ભૂલાવી, કામાંધની દશા જેવો પ્રેમ-ઘેલો કર્યો. 'कामातुराणां न भयं न लज्जा।' ખરેખર !

કામીઓને ભય કે લજ્જાનું ભાન હોતું જ નથી. તેણે સર્વ હથીયાર નીચે મુકી સતી ઉપર બળાત્કાર કરવાની ચેષ્ટાઓ શરૂ કરી. દમયન્તી ક્ષાત્ર તેજને છાજે એવી વીર્યતા દાખવી, બેહોશ ન બનતાં એની કુચેષ્ટાઓ જોઈ ક્રોધાવેશમાં આવી ખીજવાયેલ સિંહણ માફક ગર્જના કરતી સામે ખડી રહી. દુષ્ટ પારધી તેમ તેમ સતીને વધારે છંછેડવા લાગ્યો. સતીએ સમયસૂચકતાથી ભૂમિ પર પડેલાં અસ્ત્ર શસ્ત્ર ઉઠાવી તેની છાતીમાં ભોકી દીધાં. તત્કાળ પાપાત્મા ભૂમિપાત થઇ કરણીની ભોગવટી માટે આ નરલોક તજી પંચત્વને પામ્યો.



## પ્રકરણ ૧૪ મું

### આગળ–પ્રયાણ

દમયન્તી જે વનમાં વિહ્વળ થઈ ભટકી રહી હતી; તેમાં કંઇક જુદી જુદી તરેહનાં પૃથક પૃથક છાયાદાર વૃક્ષો ઉગ્યાં હતાં. સુંદર ઘટાઓ એક બીજાની સાથે મળી જઇ કંઇ અલૌકિક આનંદ પ્રેરતી, ઘુમ્મટાકારમાં છવાયેલી દ્રશ્યમાન થતી હતી. આવાં વૃક્ષોથી આચ્છાદિત જંગલમાં હિંસક પ્રાણીઓનું તો પૂછવું જ શું! ગર્જના ઉપર ગર્જનાઓ થઇ કર્ણેન્દ્રિયે પડતી ત્યારે સતી ભયમાંથી બચી જવા માટે ચોમેર દોટંદોટ કરતી, એક ભરાવદાર ઘટામાંથી પસાર થઈ બીજીમાં પ્રવેશ કરતી, નળની શોધમાં જયાં ત્યાં ભટકવા લાગી. તેવામાં જો કોઇ હિંસક વનચરનો ધ્વનિ અચાનક કાને આવી અથડાતો, તો દૂર ખસી જતી. સતી એવી ગહન સ્થિતિમાં વૃક્ષોની મોટી ઝાડીઓમાંથી પસાર થઈ થોડો પહાડી પ્રદેશ પણ કાપવા લાગી. રસ્તામાં નાનાં નાનાં ઝુંડની ડાળીઓમાં તથા તીક્ષ્ણ કાંટાઓમાં વસ્ત્ર ભરાઈ સાવ જીર્ણ થઇ ગયું. છતાં એકજ ધ્યેયમાં લીન થઇ આ અર્ધનગ્ન નારીરત્ન પતિવ્રતા દમયન્તી, નળની શોધમાં અસહ્ય કષ્ટો સહન કરતી આગળ ધપેજ ગઇ.

લાંબી સખ્ત મજલ કરી, સતી ક્ષુધા ને તૃષાથી પીડાઇ એ ભયાનક વનમાં ભટકતી રહી. સતી જ્યારે સાવ થાકીને લોથ થઇ ગઈ ત્યારે પર્વત પરની એક શીલા ઉપર બેસી વિવિધ વિલાપ કરવા લાગીઃ “ હે આર્ય ! આપ મને અહીં નિર્જન

વનમાં એકલી મુકી કયાં ગયા ? હે નાથ ! આપ આ અભાગિનીને દર્શન કેમ નથી આપતા ? હે મહારાજ ! હું એક વખતની મહારાણી તે આજે આ ઘોર વનમાં અનાથા દુઃખીઆરી પેઠે અશ્રુભીની આંખે ફરૂં છું. હે પ્રાણેશ ! મેં આ પહેલાં રોવું કદી સંભળ્યું નથી ? હું વારંવાર આપની જ માળા જપું છું—કેમ કંઇ પ્રત્યુત્તર આપતા નથી ? કયાંથી આપની ભાળ મેળવું ? કયાં જાઉં-શું કરૂં ! (ગદ્ગદીત કંઠે) મહારાજ કયાં હશો ! ”

એવા કરુણ વિલાપમાં ને વિલાપમાં સતી મૂર્છિત થઇ ભૂમિ પર ઢળી પડી. મૂર્છામાંથી કંઈક શુદ્ધિમાં આવ્યા પછી ઉત્તરોની રાહ જોતી સતી ત્યાં જ ઉભી રહી. કેટલોક સમય અવાચક્ ઉભી રહ્યા પછી સતીએ આગળ પ્રયાણ કર્યું. રસ્તામાં ચાલતાં ચાલતાં સતી તપસ્વિઓના આશ્રમ પાસે આવી પહોંચી. હવે કંઈક સતીનું ચિત્ત સ્થિર થયું હોય તેમ દેખાવા લાગ્યું. મુનિઓએ આહારમાં સતીને કંદમૂળ પીરસ્યાં. સતીએ આભારની દ્રષ્ટિએ તેનો સત્કાર કર્યો. મુનિઓએ દમયન્તીનું રૂપ, રંગ ને તેજ જોઈ સાશ્ચર્ય પૂછયુંઃ “ હે સુન્દરી ! તમે કોણ છો ? શું આપ વનદેવી છો; કે સ્વર્ગમાંથી ઉતરી આવેલ કોઇ અપ્સરા છો ? ”

સતીએ પોતાનો સર્વસ્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો અને નળના સમાચાર પૂછયા. પરંતુ જયારે નળનો બિલકુલ પત્તો લાગ્યો નહિ; ત્યારે સતીએ આગળ કૂચ કરી.

---

## પ્રકરણ ૧૫ મું

### દમયન્તી–વણિકસંઘ

સતી મોટાં મોટાં વન, પર્વતો, નદી–નાળાં, ગુફાઓ વગેરે વટાવી, એક મનોહર સરોવરની નજદિક આવી ચઢી. જ્યાં કેટલાક વણિક વહેપારીઓએ ગાડી, ઘોડા અને ઊંટ સાથે પડાવ કર્યો હતો. અડધુ અંગ ઢંકાયેલું, મલિન–મુખી અને પ્રસ્વેદથી ઝેબેઝેબ થયેલી દમયન્તીને જોઇ વહેપારીઓનું આશ્ચર્ય અવનવું થઇ પડયું. સતી સાશ્ચર્ય વારંવાર એકટસે તેઓને પ્રશ્ન પૂછવા લાગીઃ "હે સજ્જન સંઘ ! આપ કોણ છો ? તમોએ રાજા નળને જોયા છે ?" વણિકગણ તરફથી નિરાશાભર્યો ઉત્તર સાંભળી સતી ઘણો જ વલોપાત કરતી ત્યાં ઉભી જ રહી.

વહેપારીઓની વિનવણીથી સતીએ તેમને પોતાનો હેવાલ અથઇતિ કહ્યો. સતીની દુઃખપૂર્ણ કથા સાંભળી એ માયાળુ વેહેપારીઓએ સતીને તેઓની સાથે સંઘમાં લીધી. હવે ભયમાંથી મુકત થઇને સતી સંઘમાં આગળ પ્રયાણ કરવા લાગી. કેટલાક દિવસોની મજલ કર્યા પછી એ વણિકજૂથ એક રમ્ય કમલોથી ભરપૂર તળાવના કીનારે આવ્યું. એ સ્થાનની પ્રાકૃતિક સુન્દરતા જોઈ સર્વેનાં મન લલચાયાં અને ત્યાંજ ડેરા–તંબુ નાખી પડાવ કર્યો.

મધ્યરાત્રે જ્યારે બધા નિદ્રામાં ઘસઘસાટ ઉંઘ લઇ રહ્યા હતા, ત્યારે ગજરાજનું એક ટોળું તે તળાવ ઉપર જળપાન તથા જળક્રીડા અર્થે આવ્યું. વેહેપારીઓ પાસે એક પાળેલો હાથી પણ હતો. તે ગજરાજે પણ જંગલી હાથીઓના મદમાં મસ્ત બની આક્રમણ કરવું શરૂ કર્યું. આથી જબરી ધમાલ

ત્યાં મચી રહી. હાથી, ઘોડા, ઉંટ અને બળદ સર્વે પ્રાણી ઉન્મત્ત થઇ બંધનો તોડી જ્યાં ફાવે ત્યાં નાસાનાસ કરી સામ-સામી લડવા લાગ્યાં. ઘણા વણિક–જન ભર નિદ્રામાં સુતેલા હોવાથી ગજરાજના મદથી મચેલા જંગમાં ભોગ થઇ પડ્યા. જ્યારે કેટલાક ઉઠીને પલાયન કરી ગયા. એ સમયે નાસી છૂટવું પણ મુશ્કેલ હતું. કારણ કે કેટલાંયે બરડ વૃક્ષો હાથીઓના આક્રમણથી ભાગી પડી રસ્તામાં અટવાતાં, જેથી આગળ ચલન થઇ શકતું જ નહિ. વળી કેટલાક વૃક્ષો પાછળ છૂપાતા, તો કેટલાક મરણીઆ થઈ આગળ જતા, આમ તેમાંના ઘણાના અમર આત્માઓ આ શેતાન ભૂમિનો સદાને માટે ત્યાગ કરી, તે શાંત અને નિર્વિકાર યમપુરી પ્રતિ કૂચ કરી ગયા. નસીબજોગે તેમાંથી બચેલા થોડા ઘણા જ્યાં ફાવે ત્યાં નાસી છૂટયા. આવી ભયંકર દુર્ઘટનાથી દમયન્તીની નિદ્રા ઉડી ગઈ. સતી આ કરુણ દૃશ્યથી કંપવા લાગી. નહિ જોયેલી તેમજ નહિ સાંભળેલી એવી અચાનક આ-પત્તિમાં તે આવી પડવાથી મનમાં શોક કરવા લાગી.

એટલામાં એ સર્વે ગજરાજ સરોવરમાંથી જળક્રીડા કરી ચાલ્યા ગયા ને સર્વત્ર પુનઃ શાંતિ સામ્રાજ્ય છવાયું. બચેલા તેમજ ઘાયલ થયેલા વણિકો અંદરોઅંદર કહેવા લાગ્યા કેઃ 'આ કોઇના પાપે ઉત્પાત થયો હોવો જોઇએ.' તેમાંનો એક બોલી ઉઠયોઃ "પેલી દુષ્ટા રાક્ષસી (દમયન્તી) સાથે લીધી તેથી જ આ ઉત્પાત્ત થયો છે. માટે ચાલો એને લતા–પ્રહાર કરી મરણને શરણ કરીએ." સતી તેમનો આવો આદેશ જાણી ઘણી જ ભયભીત થઇ જંગલમાં નાસી છૂટી. અને પોતાની અવદશા ઉપર ભારે પશ્ચાત્તાપ કરવા લાગી.

## પ્રકરણ ૧૬ મું

# સૈરંધ્રીરૂપે–દમયન્તી

આગળ ચાલતાં ચાલતાં સતીએ વનમાં જઇ એક રસ્તો પકડી લીધો. એ રસ્તે પ્રયાણ કરતાં કરતાં કેટલાયે દિવસોની સખ્ત મુસાફરી કર્યા પછી સતી એક સંધ્યા સમયે ચેદીદેશના રાજા સુબાહુના નગરમાં આવી પહોંચી. અર્ધ-નગ્ન, વિહ્વળ, છુટા કેશે અને મલિન વેશે જોઇ, નગરનાં ટીખળી છોકરાંઓ તેની પુઠે પડી સતીને રંઝાડવા લાગ્યાં. આગળ જતાં સતી જ્યારે રાજમહેલ આગળ થઇ પસાર થતી હતી ત્યારે ખડકીના ઉપરના ભાગમાં બેઠેલાં રાજમાતાએ તે કૌતક જોયું. પોતાની એક દાસીને મોકલી તેને અંદર બોલાવી લીધી. રૂપમાં દમયન્તી સમાન સુન્દરી, એ મહેલમાં કોઇ સ્ત્રી ન હતી. દમયન્તીનો સતી પ્રભાવ રાજમાતાના હ્રદય ઉપર પડયો. રાજમાતાએ લાગણીપૂર્વક પૂછયું: "હે દેવી ! આપ કોણ છો ? અને આવા અકથ્ય વેશમાં ફરવાનું શું પ્રયોજન છે વારૂં ?"

સતીએ પોતાનું તેમજ નળનું નામ છૂપાવી દ્યુતથી થયેલી અવદશાનો સર્વ કથાનક વિદીત કર્યો. આગળ દમયન્તીની આંખમાંથી અશ્રુધારા શરૂ થઇ. એ અશ્રુવ્હેણ તેના વિસ્તૃત કૌશંબી જેવા ગાલ પ્રદેશ ઉપર થઇ ઠેઠ નીકધારાવાટે વહી વક્ષઃસ્થળમાં સમાવા લાગ્યું. રાજમાતાનું હ્રદય પણ આ દ્રશ્યથી કરુણ સાગરમાં ડુબવા લાગ્યું. છતાં કંઈક હિંમત લાવી સતીને સાંત્વન આપતાં કહ્યું: "કલ્યાણી !

તું ગભરાઇશ નહિ. અહીંજ રહેજે. તારાપર મારો અતલ પ્રેમ છે. તારા પતિ ફરતા ફરતા અવશ્ય તને અહીં આવી મળશે."

રાજમાતાની શાંતિપ્રિય વાણી સાંભળી સતીએ કહ્યું: " હે માતા ! જો આપ મારી સાથે એકજ વચનથી બંધાતાં હોય તો હું અવશ્ય અહીં રહી શકું. હું કોઇનું ઉચ્છિષ્ટ ભોજન જમીશ નહિ, તેમજ કપડાં ધોઇશ નહિ. અને જો કોઇ મારા પ્રત્યે કુદ્રષ્ટિથી જુવે તો તેને મૃતઃદંડની શીક્ષા થવી જોઇએ. જો આપ આટલું સ્વીકારો તો હું નિઃસંદેહ અહીં રહી શકું."

રાજમાતાએ ઘણીજ ખુશીથી તે સ્વીકારી લીધું. અને પછી પોતાની દીકરી સુનન્દાને બોલાવી દમયન્તીને તેની તહેનાતમાં સોંપી. સુનન્દા પણ આવી ચકોર અને સુલક્ષણી સખીથી બહુ પ્રસન્ન થઈ. સતી હવે કંઇક નિશ્ચિંત થઇ રાજકુમારી સાથે સુખની ઘડી ભોગવતી થઈ.



## પ્રકરણ ૧૭ મું

## બાહુક અને ઋતુપર્ણ

વાચક:—ચાલ હવે નળરાજાની કથની ઉકેલીયે. સતી તો દુઃખની પરાકાષ્ટાએ પહોંચી કંઈક સુખની ઘડીમાં પણ આવી શકી. પરંતુ સતીને વનમાં એકલી મુકી નળ ક્યાં અને કેવા સંજોગોમાં પસાર થયો તે તરફ જરા દૃષ્ટિ કરીએ.

દમયન્તીને સુતી રાખી નાસી ગયા પછી કેટલા દિવસો લગી રાજા નળે એના એજ વિકટ વનમાં ભટક્યા કર્યું. કોઈ કોઈ વખત ખાવા માટે કંદમૂળ મળતાં; ન મળે તો નિરાહાર રહી ફક્ત જળ–પાન ઉપરજ દિવસો નિર્ગમન કરતો. આમ કેટલા દિવસો સુધી આવી વ્યાકુળ દશામાં ઘૂમી ઘૂમી તેનું શરીર શ્યામવરણું થઈ ગયું. ભાગ્યેજ કોઇ એને નળ છે એમ પારખી શકતું. એક દિવસે અચાનક નળને એક મુની મળ્યા. મુનીએ દયાપૂર્ણ થઇ નળને અયોધ્યા નગરીનો માર્ગ બતાવ્યો; અને પહેરવા માટે એક વસ્ત્ર પણ આપ્યું. ત્યાંથી ચાલી નીકળી દશેક દિનમાં રાજા નળ અયોધ્યા નગરીમાં આવી પહોંચ્યો. તે સમયે અયોધ્યામાં મહા યશસ્વી ઇક્ષ્વાકુ કુળ–દીપક મહારાજા ઋતુપર્ણ રાજ્ય કરતો હતો. નળરાજાએ મહારાજા ઋતુપર્ણ પાસે જઇ વિનવ્યું કેઃ "મારૂં નામ બાહુક છે. અશ્વવિદ્યામાં સર્વથી શ્રેષ્ટ પ્રવીણ છું. પાકશાસ્ત્રમાં પણ કુશળ છુ. વળી રાજ્ય ઉપર આવી પડતી વિટંબણાઓ ફેડવામાં સાચો

સલાહકાર છું. તેમજ એક સારો શિલ્પકાર પણ છું. માટે હે રાજા ઋતુપર્ણ ! મને અવશ્ય આપની સેવામાં રાખશોજ."

રાજા ઋતુપર્ણે પ્રસન્ન થઈ કહ્યું કે: " હે બાહુક ! તમારૂં કલ્યાણ થાઓ. તમે ભલે અહીં રહો. તમને આજથી મારી અશ્વશાળાના ઉપરી અધીકારી તરીકે કામ કરવા નીમું છું. વાર્ષ્ણેય અને જીવલ એ બન્ને તમારી આજ્ઞામાં રહેશે. આજથી તમને માસિક પગાર એક સહસ્ત્ર મુદ્રા મળશે."

રાજાની આજ્ઞાનુસાર વાર્ષ્ણેય અને જીવલ સાથે નળ અયોધ્યામાં રહેવા લાગ્યો. રોજ સંધ્યા સમયે ભોજન વિધિથી પરવારી, નળ એક ખાટ ઉપર બેસી આરામ લેતો અને મંદમંદ અવાજે કંઇક લવતો: "હે તપસ્વિની ! ક્ષુધા-તૃષા ને પરિશ્રમથી થાકીને લોથ થઈ અત્યારે તું ક્યાં સુતી હોઇશ ! તારા હત-ભાગ્યનો વિચાર કરતી અર્ધ વસ્ત્રમાં લપેટાઈ ક્યાં મને શોધતી હોઈશ !" આ પ્રમાણે વિચાર વમળમાં ગરકાવ થઈ બાહુકરૂપ-નળ રોજ દમયન્તીને યાદ કરી સજળ નેત્રે શોક કરતો હતો. આવી સ્થિતિમાં જેમ તેમ કરી ઋતુપર્ણને ત્યાં છૂપાઇ રહી, નળ દિવસો વ્યતિત કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૮ મું

## મુક્તાહારની ચોરી

ચેદિપુરના સુબાહુ રાજાને ત્યાં રાજકન્યા સુનન્દા સાથે દમયન્તી નિર્ભયતાથી દિવસો નિર્ગમન કરવા લાગી. આમ કંઇક સુખના દિવસો દમયન્તીથી પસાર થતા જોઇ કળિથી તે સહેવાયું નહિ. જાણે સત્ચારિત્ર્યો તો ફક્ત દુનિયામાં દુઃખ ભોગવવાજ નિર્માણ થયાં ન હોય, તેમ અહીં પણ શાંતિથી સમય ગાળતી સતી માટે એકાએક દુઃખનું શ્યામ વાદળ ચઢી આવ્યું.

એક સુંદર પ્રભાતમાં સુનન્દા તેના ગળાનો મુક્તાહાર દમયન્તીને સોંપી સ્નાન કરવા બેઠી. રાજકન્યાની આજ્ઞા શિરવંદ્ય માની દમયન્તી તે હારને ખીંટીએ ભરાવી, કુંવરીની બેઠકનો ભાગ સાફ કરવા ગઇ. તે દરમ્યાન શત્રુ કળિયે તે તકનો લાભ લઈ હારને ઉચાપત કર્યો; ને અદૃશ્ય રહી પ્રેક્ષકનો ભાગ ભજવવા લાગ્યો. સ્નાનાદિકથી પરવારી વસ્ત્રાભૂષણ સજી બહાર આવીને સુનન્દાએ દમયન્તી પાસેથી હારની માગણી કરી. દમયન્તી જેવી હાર લેવા ગઈ કે તુરત જ હાય ! એક વધુ આફત કહી કરગરવા લાગી. સુનન્દા આશ્ચર્ય પામી ક્રોધપૂર્વક સતીને મેણાં અને કલુષિત વચન સંભળાવવા લાગી. સતી ધ્રૂજતા ને કરુણ સ્વરે બોલીઃ—

> ઓરે હરિ ! સત્યતણા તું સંગાતી !
> હરિ, હું તો કંઇયે નથી સમાતી.
> હરિ, મ્હારાં કોણ જન્મનાં કર્તું ?
> ઓરે હરિ ! ચોરીથી બીજું શું નરતું ?
>
> "નળાખ્યાન"

"સુનન્દા બ્હેન સત્ય કહું છું કે હું એ ઘટનાથી સાવ અજાણ્યુ છું. મારા જેવી ભોળી અબળા ઉપર આવો આરોપ! હે પ્રભુ! એ સહ્યું કેમ જશે. હું ખરેખર નિર્દોષ છું. પ્રભુ મને આવી આફતમાંથી બચાવો." સુનન્દા સતીની કરુણ મુદ્રા તરફ ધ્યાન નહિ આપતાં તેને વિવિધ આક્ષેપો આપી રંઝાડવા લાગી. સતી આ અચાનક ચોરીના આળથી ગભરાવા લાગી. અને હૃદયફાટ રૂદનકરી સહસા મૂર્છા પામી ભૂમિ શરણ થઇ. દાસીની આવી કરુણ દશાથી સુનન્દા પીગળે તેમ ન હતી. પડયા ઉપર પાટુ મારી તેને વધુ દુઃખમય કરવા દરબારમાં જઈ સુનન્દાએ પિતાને ચોરીના આરોપ માટે ફરીઆદ કરી.

સુબાહુ એક નૈષ્ઠિક અને ન્યાયપ્રિય રાજા હતો. દરબારમાં દમયન્તીને હાજર થવાની ફરજ પડી. એક સમયની મહારાણી તેને આજે દરબારમાં ચોરીના ખોટા આરોપ માટે ન્યાયાસન આગળ મંત્રીએ સમક્ષ ઘસડી જવામાં આવી. વાહ! સમય તારી પણ એ બલિહારી છેઃ—

"સમય સમય બળવાન છે નહિ પુરૂપ બળવાન
કાબે અર્જુન લુંટીઓ એહિ ધનુષ્ય એહિ બાણ"

એ સૂત્ર અહીં અક્ષરસઃ સાબીત થાય છે.

## પ્રકરણ ૧૯ મું

### ન્યાયાસન

કળિયુગ અંતરિક્ષ રહી સર્વ ઘટના નિહાળી અત્યંત રાજી થવા લાગ્યો. પાપીઓમાં દયા વસી હોત તો તે પાપાત્મા શાના? કળિએ તો દુષ્ટ પાઠ ભજવવામાં મણા જ રાખી નહતી. તેના પાપેજ સતી અત્યારે આ ભયંકર કલંકમાં આવી પડી. છતાં 'સતીયાં સત કદી ન છાંડે' વળી કહ્યું છે કે "ગમે તે દુઃખ આવે તો ન સજ્જન ત્યાગતા નીતિ." ખરેખર દુઃખ એ જ મહાપુરૂષોની કસોટી છે. એ ન્યાયે જે જે સંકટો આવી પડે તે સહી લેવા સત્પુરૂષો હમેશાં તત્પર હોય છે જ. એટલે આ એકાએક આવી પડેલા આરોપથી સતી ગભરાઇ ન્યાયપથમાંથી ચળે તેમ ન હતું. સતી ઈશ્વરમાં વિશ્વાસ રાખી ન્યાયદંડ જે મળે તે ભોગવી લેવા તૈયાર હતી જ. વાદી પ્રતિવાદી ઉભયની સભ્યો સમક્ષ સૂનવણી થઇ. અન્તે દમયન્તી અપરાધી ઠરી; તેને દેહાંતદંડની આકરી શિક્ષા ફરમાવવામાં આવી. સતીની આંખોમાંથી અગ્નિ ઝરવા લાગ્યો ને હૃદયફાટ આક્રંદ કરતી બોલીઃ "હે રાજા સુબાહુ! અને દરબારના સભ્યો! ન્યાયાન્યાયનું સમતોલપણું તો ફક્ત ઈશ્વર સિવાય અત્યારે કોણ કરે એમ છે? તમોએ દેહાંત-દંડની આકરી શિક્ષા મારી ઉપર ફરમાવી છે તેથી મને લગારે ઉચાટ નથી. પરંતુ દુનિયાની તવારીખોમાં મારૂં નામ એ પ્રકારે કલુષિત થાય તેનીજ મને ચિંતા રહે છે. કારણકેઃ "માનવી મરી જાય છે ને તે સ્મરણાંજલિમાંથી

પણ ક્રમેક્રમે વિસરાઈ જાય છે; પરંતુ તેમનાં કરેલાં સારાં નરસાં કર્તવ્યોની છાપ કાયમ માટે રહી જાય છે.” સત્પુરૂષોનો બેલી તો જગન્નિયંતા સિવાય અન્ય આ માયાવી આલમમાં મળવો દુર્લભ છે. છતાં તેઓનું ચારિત્ર્ય તે જ તેમનું સુદર્શન ચક્ર છે. તે જ અંતકાળે તેમનું જીવન પાપીઓથી રક્ષવા શક્તિવાન છે. જ્યાં ઈશ્વરી સત્તા પૂરવેગે સહાય કરે ત્યાં માનવી કે આસુરી સત્તા વ્યર્થ છે. હું પણ મારા ચારિત્ર્ય રૂપી સુદર્શન ચક્રના પ્રભાવે હમણાંજ ન્યાયાન્યાયનું દર્શન કરાવું છું. હે રાજન ! જે દુષ્ટના કોપે અમે વન વન ને પા'ડ પા'ડ રઝળ્યાં; અરે ! જેના પાપે અમે ક્ષુધા–તૃષા ને તડકો છાંયડો સહ્યો. જે દુષ્ટની લાયે અમોએ પ્રિયજનોને ત્યજ્યાં; વળી હેરાન હેરાન થઇ નીચ કર્મો કરવાં પડ્યાં. છતાં તે પાપાત્મા કેડો છોડતો નથી; તે દુષ્ટ દુરાત્માને હું શ્રાપ આપું છું કેઃ—“ જેને આ મુક્તાહારની ચોરી કરી હોય તે આ ભરસભા સમક્ષ આવીને પડજો ” સતીનું આ વાગ્બાણ જઈ અંતરિક્ષ રહેલા કળિને વાગ્યું. તત્કાળ એ શ્રાપના યોગે તે હાર ભરદરબારમાં આવી પડ્યો. રાજા સુબાહુ તથા રાજસભ્યો આ દૃશ્યથી આશ્ચર્યવશાત્ દમયન્તી તરફ જોઇ, થયેલા અપરાધ માટે સતીની ક્ષમા યાચના કરવા લાગ્યા. સતીના આ અનુપમ કર્તવ્ય દર્શનથી રાજા સુબાહુ ઘણોજ પ્રસન્ન થયો. અને સતીને માન સાથે પોતાની કુંવરી સુનન્દાનો પુનઃ મેળાપ કરાવી આપ્યો. હવે તે સતીની એક રાજકન્યા જેવી બરદાસ લેવા લાગ્યો. દરબારમાં અને નગરમાં સર્વત્ર સતીનું માન ઠીક જામવા લાગ્યું. હવે સુનન્દા તેને એક પરિચારિકા તરીકે નહિ ગણતાં પોતાની પ્રિય સખી પ્રમાણે આદરથી બોલાવવા લાગી.

---

## પ્રકરણ ૨૦ મું

## સતીની ઓળખાણ

નળ–દમયન્તી ઉભયનું વનમાં જવું થયું છે એમ જાણી રાજા ભીમક બહુ દુ:ખી થયો. રાજાએ તેમની શોધમાં ઘણા બ્રાહ્મણોને દેશપરદેશમાં મોકલ્યા. અને રાજ્યમાં એવી ઘોષણા કરી કે જે કોઈ એ દંપતીનો પત્તો મેળવી આપશે તેને પુરસ્કારમાં એક ગામ તથા ઘણી ગાયો આપવામાં આવશે. દ્વિજગણ બહુજ પ્રયત્નશીલ થઇ રાજાની કૃપા મેળવવા સારૂ શોધે નીકળી પડયા. પરંતુ તેઓને તે શુશીલ દંપતીનો પત્તો લાગ્યોજ નહિ. ઘણા દિવસોના પરિક્રમણ પછી સુદેવ નામનો એક બ્રાહ્મણ ફરતો ફરતો ચેદી નગરમાં આવી ચઢ્યો. સુદેવ એક સુંદર પ્રભાતમાં ટહેલતો ટહેલતો રાજમહેલ નજદિક આવી પહોંચ્યો. જ્યાં રાજકન્યા સુનન્દા સાથે એક દુર્બલ અને મલિન વસ્ત્રમાં સુકુમાર દેહલતાને છૂપાવતી સૂર્યસમાન ઓજસભરી મુખમુદ્રાવાળી દાસીને બેઠેલી જોઈ. સુદેવ એકજ દૃષ્ટિથી તેનું મુખ નિહાળી મનમાં નિશ્ચય કર્યો કે એજ ભીમક તનયા દમયન્તી હોવી જોઇએ. સતીને આવી કરુણ દશામાં જોઈ સુદેવની આંખોમાંથી શ્રાવણ ને ભાદરવા પેઠે અશ્રુઓની એકધારા છૂટી. આ વ્હાલ ભર્યું કરુણ અશ્રુપૂર એકદમ અટકે તેમ ન હતું. છતાં કંઈક હિંમત ધરી સમયને માન આપી સસ્મિત વદને તે રાજમહેલ પાસે ગયો અને દ્વારપાલને અંદર દાખલ થવા માટે આજીજી કરી. તે

ભલો દ્વારપાલ અંદર જઇ પ્રવેશ-ચીઠ્ઠી મેળવી, જ્યાં દમયન્તી બેઠી હતી તે રાજશાહી ભાગમાં સુદેવને તેડી લાવ્યો. દમયન્તીને સાદર પ્રણામ કરી સુદેવ બોલ્યો: હે કલ્યાણી! હું તમારા બંધુનો અંગત્ મિત્ર છું. મારૂં નામ સુદેવ છે. ઉભય સુકુમાર બાળકો કુશળ છે અને તેઓ આપના માતૃવાત્સલ્ય ચિરસ્નેહ ને હરઘડી યાદ કરે છે."

સતી સુદેવને ઓળખી રોવા લાગી. વળી કંઈક હર્ષનાં અશ્રુ પણ સાથે સાથે વરસાવા લાગી. ધીરેધીરે સતીએ પોતાનાં બધાં પ્રિય ભાઈ-ભાન્ડુઓના સુખ સમાચાર પૂછ્યા.

હવે દમયન્તીની એક આંખમાંથી હર્ષની ને બીજીમાંથી શોકની સરિતાનાં પૂર જોરથી વહેવા લાગ્યાં. બાળકોની નિર્દોષ અને કલરવ કરતી વાણી તથા તેમના ખીલતા ગુલાબી ગાલ ઉપરની ઝાંખી યાદ આવતાં તે સંતાન વિરહી માતાનું હૃદય એકાએક ભરાઇ આવ્યું. સુદેવ પણ સતીની આવી પ્રેમ-ઘેલી દશા જોઈ વધારે આક્રંદ કરવા લાગ્યો. તે બન્નેય વિશુદ્ધ પ્રેમાળને તે સમયે આશ્વાસન આપનાર કોઇ ત્રીજું વ્યક્તિ હાજર ન હતું. જેથી તેમનું કરુણ રૂદન લાંબો સમય લગી એકજ ગતિમાં ચાલ્યું; એટલામાં સુનન્દા ત્યાં આવી ચઢી. દમયન્તીને એકાન્તમાં એક ભિક્ષુક બ્રાહ્મણ સાથે કંઈ ગુપ્ત વાત કરતી, અને તેનાં અશ્રુપર્ણ નેત્રો જોઈ કુંમારી ઉદ્વિગ્ન થઈ પોતાની માતા પાસે દોડી ગઇ; અને દમયન્તીના કરુણ દ્રશ્યનું માતાને યથાર્થ વર્ણન કર્યું.

રાજમાતાએ સુદેવને એકાન્તમાં બોલાવી તેના કરુણ રુદનનું કારણ પૂછ્યું. સુદેવે સર્વ વૃત્તાંત અથ ઈતિ કહી સંભળાવ્યો. રાજમાતાને તે ઉપરથી માલુમ પડ્યું કે દમયન્તી એ ભીમક રાજાની દુહિતા છે; એટલે માતાએ સૈરન્ધ્રીને બોલાવી પ્રેમભર્યું આલીંગન આપ્યું. અને અશ્રુભીની આંખે બોલ્યાં:—

"હે દમયન્તી ! હું અને તારી માતા બન્ને બ્હેનો છીએ. દશાર્ણ દેશના રાજા સુદામાની અમે પુત્રીઓ છીએ. તું જ્યારે મારા પિતાને ત્યાં જન્મી હતી ત્યારે મેં તને જોયેલી; હવે મને તારી પુરેપુરી ઓળખાણ પડી ચૂકી છે. હે પુત્રી ! વિના સંકોચે તારા પિતાના ઘર જેવા ભાવથી અહીં રહેજે; અને આ તારી નાની ભગિની સુનન્દાને સારી સારી શીખ દેજે."

---

## પ્રકરણ ૨૧ મું

## વિદર્ભ-પ્રયાણ

રાજમાતાનું હૃદય પ્રેમથી છલકાવા લાગ્યું; અને પુન: તેને ગોદમાં લઈ ભેટી પડી. છેવટે દમયન્તીએ માશીને સપ્રેમ પ્રણામ કરી કહ્યું કે: "હે માતા ! હું તમારે ત્યાં છૂપાઈ રહી; વળી તમે મારા સર્વ મનોરથો પૂર્ણ કર્યા છે. હવે મને મારા બન્નેય બાળકો તથા માતાપિતાને મળવા તીવ્ર ઉત્કંઠા છે, તો આપ મુક્ત કંઠે મને વિદર્ભનગર પ્રતિ પ્રયાણ માટે આજ્ઞા આપો; અને સવારીનો જલદી પ્રબંધ કરાવી દ્યો."

રાજમાતાએ બ્રાહ્મણ તથા સતીનો યોગ્ય સત્કાર કર્યો. ઉભયને ભારે મૂલ્યવાન વસ્ત્રાભૂષણ ભેટ કરી, બીજેજ દિવસે કેટલાક અંગરક્ષકો અને લઘુ ફોજ સાથે વિદર્ભનગર તરફ તેમને વિદાય કર્યાં. સવારી સાથે ખાન પાનની વ્યવસ્થા ઠીક કરી આપી હતી. થોડાજ દિવસોની મજલ કર્યો પછી સતી લાવ-લશ્કર સાથે પિતાના રાજ્યમાં આવી પહોંચી. સતીને જોતાંજ ઉભય રાજબાલુડાં માતાની ગોદમાં લપાઈ ગયાં. માતૃવાત્સલ્ય હૃદયા દમયન્તીએ બાળકોને છાતી સરસાં દબાવી ખૂબ વ્હાલથી તેમના ગુલાબી શુષ્ક ગાલોને ચુંબનથી ભીંજવી પૂર્વવત્ તેજોત્તિત કર્યા. કોઈ એક શુષ્ક છોડને જળ-સિંચન થતાં પૂર બ્હારમાં વિકસિત થઈ લીલોતરીનો મૃદુલ દેખાવ આપે છે, તેમ બાળકોના ગાલની નિસ્તેજ ગુલાબી લાલી માતાના પુન: સ્નેહ-

ચુંબનોથી ઝળકાટ મારી, રક્તની આછી તથાપિ ભરાવદાર છોળો ઉપર તરી આવી. સતીએ વડીલ માતપિતાને સાષ્ટાંગ પ્રણામ કરી સર્વે બાન્ધવો તથા સખીઓના કુશળ સમાચાર પૂછ્યા.

રાજ-ભુવનમાં ફરીથી પૂર્વવત્ આનંદનાં કિરણો પ્રકાશિત થયાં. દરબારમાં પણ એ ખુશાલીની વધાઇની છડીઓ લલકારવામાં આવી. ભીમક રાજાએ સુદેવને પારિતો-ષકમાં એક ગામ, ઘણી દૂધાળ ગાયો તથા ધનવસ્ત્રાદિક આપી ખૂબ રાજી કર્યો.

તે મંગળ રાત્રી તો દમયન્તી થાકેલી હોવાથી નિદ્રાને આધીન થઇ. પરંતુ બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ માતા પાસે જઇ સતી કહેવા લાગી કે: "હે દયાળુ માતા! જો તું મને આ પ્રખર ભૂમિ ઉપર જીવતી જોવા ચ્હાતી હોય; વળી મારી વિરહ વેદના ફેડવામાં ઉત્સુકતા ધરાવતી હોય તો મહારાજ નળની ત્વરીત શોધ થવી જોઇએ."

દમયન્તીના શોકજનક સમાચાર સાંભળી માતા અત્યંત દુઃખી થઇ આક્રંદ કરી રહી. સતીને કંઈ પણ સામો જવાબ ન આપતાં તે દયાની મૂર્તિ અશ્રુજળમાં નવાઇ ગઈ. રાણી રાજા ભીમક પાસે જઈ કહેવા લાગી: "હે રાજન્! દમયન્તી એના પતિ નળ માટે શોચ કરે છે. વળી વિના સંકોચે મને કહી રહી છે કે:-જો આપ મને જીવતી જોવા ઇચ્છતાં હોતો પૂણ્યશ્લોક નળની શોધ માટે શીઘ્ર રાજદૂતો મોકલો અને એ રીતે મારા જીવન-દીપકને સતેજ કરો."

---

## પ્રકરણ ૨૨ મું

## નળની શોધ

રાજા ભીમક પણ આ કથાનક સાંભળી બહુ ખીન્ન થયો; અને પોતાના નગરમાં રહેતા કુશળ બ્રાહ્મણોને બોલાવી રાજા નળને પત્તો મેળવી આપવા આજ્ઞા કરી. સતીએ દ્વિજ વર્ગને બોલાવી કહ્યું કે: "તમારે પ્રત્યેક રાજ્યમાં અને પ્રત્યેક ગામમાં જઇ આ પ્રમાણે બોલવું:—

"તમો છળથી તે અર્ધાગનાનું વસ્ત્ર કાપી, તે પતિ અનુગામીનીને નિર્જન વનમાં એકલી સુતી મુકી કયાં ચાલી નીકળ્યા ! તમોએ જેવી રીતે તેનો ત્યાગ કર્યો છે તેવી જ દશામાં તે અડધા વસ્ત્રભેર વિરહાનલથી બળી રહી છે. માટે હે રાજન ! ચાલો એને પ્રસન્ન કરો અને તેના વચનોના પ્રત્યુત્તર આપો. આ રીતે ઉચિત સંભાષણ કરવું. આ સાંભળી કોઇ કંઇ કહે તો તેનો પત્તો મેળવી, તેને વિષે ચોક્કસ તપાસ કરવી. વધારેમાં એમ પણ પૂછી લેવું કે એ અહીં કયારથી આવ્યા છે; અને શું કામ કરે છે? જે જે ઉત્તરો મળે તે બરાબર યાદ રાખી અહીં આવી મને તે સબંધી અક્ષરશઃ વિવેચન કરવું. ભલે પછી તેઓ કોઇ ધનિક કે નિર્ધનને ત્યાં રહેલા હોય; પરંતુ મને સર્વ સાચી બાબતથી વાકેફ કરવી. હે બ્રાહ્મણો ! પ્રમાદનાં પડ દૂર કરો અને આ હેતુ સીદ્ધ કરો. હું તમારી આભારની લાગણી કદી વિસરીશ નહિ."

સતીનું ઉપરોક્ત કથન સાંભળી, સર્વે દ્વિજગણ દિગ્દિશાન્તરમાં રટન કરતા પ્રત્યેક નગર, પ્રત્યેક ગામ, આશ્રમ અને સર્વત્ર જાહેર સ્થળોમાં શોધ કરવા લાગ્યા; પરંતુ તેમના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા. તેઓ તેમાં વિજય મેળવી શકર્યા નહિ.

કેટલાક મહિના વિત્યા બાદ એક દિવસે પર્ણાદ બ્રાહ્મણ દમયન્તી પાસે આવી કહેવા લાગ્યો કેઃ " હે રાજતનયા ! મેં મહારાજ નળને જોયા છે." બ્રાહ્મણનું આ સત્યપ્રિય કથન સાંભળી સતી ઉતાવળી બહાર આવી, પર્ણાદને યોગ્ય પુરસ્કાર આપી સર્વ વૃત્તાંત પૂછવા લાગી. પર્ણાદ બોલ્યોઃ " હે દેવી ! હું મહેશ નળને શોધતો શોધતો અયોધ્યા નગરીમાં જઇ ચઢયો. ત્યાં રાજા ઋતુપર્ણના દરબારમાં નળ રાજાને બેઠેલા જોયા. મેં તમારૂં વચન સર્વ રાજ્ય કાર્યવાહકો વચ્ચે લલકાર્યું, પરંતુ ન તો રાજા ઋતુપર્ણ બોલ્યો, કે ન તો સભ્યગણ કંઇ બોલ્યા; પણ રાજાનો બાહુક કરીને એક અશ્વપાળ હતો તે રાજાની આજ્ઞા લઈ સભા–મંડપમાંથી બહાર આવી, મને એકાન્તમાં લઇ જઇ વારે વારે નીચેના ઉદ્‌ગારોથી સંભળાવવા લાગ્યોઃ—

" જે પતિવ્રતા સ્ત્રી દુઃખમાં આવી જતાં પણ પોતાના પ્રાણેશની નીંદા કે અવગણના કરતી નથી, તેવી સાધ્વી સતી માટે તો સ્વર્ગનાં દ્વાર હમેશ માટે ખુલ્લાં જ છે. હું કેવો મૂર્ખ કે મારી મતિ ભ્રષ્ટ થઈ અને તે સુકુમાર સાધ્વી લલનાને નિર્જન વનમાં એકલી રાખી ચાલી નીકળ્યા. બેશક પતિપરાયણા સ્ત્રીના દુઃખની તો અવધિજ ! "

હું ઉપરોક્ત દયાપણું કથન સાંભળી, અહીં આપની પાસે તુરત ચાલી આવ્યો છું. મને વિશ્વાસ છે કે: એ પોતે બાહુક નહિ પણ તે પૂણ્યશ્લોક નળ જ છે.

પર્ણાદનું શિષ્ઠ વચન સાંભળી દમયન્તીનું હૃદય હર્ષમાં ગરકાવ થયું. તત્કાળ માતા પાસે જઇ તે કહેવા લાગી કે: "હે માતા! સુદેવને રાજા નળની યથાર્થ તપાસ કરવા હું અયોધ્યા મોકલવા ઈચ્છું છું. તું આ વાત મહારાજને કહેતી નહિ. હે દયાની દેવી! પિતા ન જાણે તેવી કોશિષ કરો."

એ પછી સતીએ પર્ણાદ પાસે જઇ તેને મીષ્ટ ભોજન તથા પુષ્કળ દ્રવ્ય આપી કહ્યું કે: "હે શ્રેષ્ટ દ્વિજ! તેં આજે મારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે; તે માટે હું તારી ઋણી છું. મારા પતિ રાજ જ્યારે અહિં આવશે ત્યારે અવશ્ય હું તને અમૂલ્ય વસ્તુઓ ભેટ કરીશ."



## પ્રકરણ ૨૩ મું

---

## પુનઃ સ્વયંવર

સતીએ સુદેવ બ્રાહ્મણને બોલાવી કહ્યું કેઃ "હે સુદેવ! તમારી કૃપાથી મને હવે કંઈક શાંતિ મળી છે, છતાં પણ મારા ઉપર એક વધુ ઉપકાર કરો. તમે પવનવેગે શીઘ્ર અયોધ્યા નગરમાં જાઓ અને રાજા ઋતુપર્ણને કહો કેઃ " ભીમક-તનયા વૈદર્ભી પુનઃ સ્વયંવર કરવા ચ્હાહે છે. ત્યાં ઘણા રાજવીની ઠઠ જામી રહી છે. સ્વયંવરની શુભ તિથિ આવતી કાલની નિયત કરી છે. કાલે પ્રાતઃકાળ થતાંજ તે સૂર્યોદય સાથે ઇચ્છિત વરને વરી લેશે. તેમાં ભાગ લેવા જો આપની મનોકામના હોય તો વાર ન કરો. કારણ કેઃ એવી શુભ તિથિ ફરીથી પ્રાપ્ત થવી સંભવિત નથી. દમયન્તીના પ્રથમના પતિનું અસ્તિત્વ આ ભૂમિ ઉપર છે કે, તે પરલોક ગામી થયેલ છે તેનું યથાર્થ જ્ઞાન નહિ હોવાના સબબે આ પુનઃ સ્વયંવરની રચના નિર્માણ કરી છે."

દમયન્તીનું એ મનનીય વચન ધ્યાનમાં રાખી, સુદેવ વાટખરચી લઇને તે રામાવતારની પવિત્ર નગરી તરફ વિદાય થયો. ચાલતાં ચાલતાં થોડાજ દિવસોમાં સુદેવ અયોધ્યામાં આવી પહોંચ્યો; અને તે સર્વ વૃત્તાંત તેણે રાજા ઋતુપર્ણને વિદીત કર્યો.

સુદેવનો આશાભર્યો સંદેશો સાંભળી ઋતુપર્ણે બાહુકને બોલાવ્યો અને મંદ સ્મિત કરતાં કહ્યુંઃ " હે બાહુક! દમયન્તીના સ્વયંવરમાં જવા માટે હું એક જ દિવસમાં

વિદર્ભ નગરે પહોંચી જવા ઇચ્છું છું. કેમ તેમ બની શકશે ને? શું અશ્વશાળામાં એવા તીવ્ર ગતિના ઘોડા નથી કે જે મારી મનોકામના પૂર્ણ કરે? વળી અશ્વપાલની ફરજ નથી કે મને તે કાર્યમાં સહાય કરે?"

દમયન્તીના પુનઃ સ્વયંવરની વાત જાણી નળનું હૃદય ખીન્ન થયું, પરંતુ પોતાના મનના ભાવ અદ્રશ્ય રાખી તે બોલ્યોઃ "મહારાજ! આપની આજ્ઞા શિરશાવંદ્ય માની હું એક જ દિવસમાં આપને વિદર્ભનગરમાં પહોંચાડી શકીશ."

નળના આવા હોંશભર્યા ઉત્તરથી રાજા ઋતુપર્ણ પ્રસન્ન થયો; અને નળની અશ્વ–વિદ્યા માટે પ્રશંસા કરી તેને સારો શિરપાવ આપ્યો. રાજા પાસેથી નળ અશ્વશાળા તરફ ગયો, પરંતુ તેના મનની સ્થિરતા તો તે કથાનકથી સઘળી વલોવાઈ ગઈ હતી. વળી તે કંઈક વિવિધ તરંગ વિલાપમાં બબડતો પણ ખરો. "ખરે જ શું વૈદર્ભીનો પુનઃ સ્વયંવર થાય છે? અફસોસ! શું એ તપસ્વિનીએ મારા જેવા ક્ષુદ્ર પ્રાણીને તજી દીધો? હા! સ્ત્રીઓનો તો સ્વભાવ જ એવો ચલિત હોય છે; છતાં તેમાં હું કારણભૂત તો છું જ. હવે દમયન્તી મારી મટી પરાઈ થવાની. છતાં હજુ મને એમાં શંકા રહે છે કેઃ એ પતિવ્રતા કદી પણ ફરી અન્યની સાથે પાણિગ્રહણ નહિ જ કરે. કદાચ એમ પણ હોય કેઃ આ સર્વ યુક્તિ મારી શોધ માટે જ કેમ ન યોજાઇ હોય? ઠીક, સત્યાસત્ય જે હશે તે વિદર્ભનગરમાં જઈ જાણી લઈશ."

આ પ્રમાણે વિચાર કરતો નળ અશ્વશાળામાં આવી પહોંચ્યો. એટલામાં જ એક દૂતે આવી કહ્યું: "હે બાહુક! જલદી કરો, મહારાજ તૈયાર થઈ રથની રાહ જુવે છે."

નળ રાજાએ સારા પાણીદાર અશ્વો રથમાં જોડ્યા. એ ઘોડાઓ દેખાવમાં તો દુર્બળ હતા, પરંતુ ગતિમાં વાયુ સમાન ચપળતા ધરાવતા. રથ-વિદ્યામાં નિપૂણ એવા નળે, હાથમાં લગામ પકડી રાજા ઋતુપર્ણને અંદર બેસવા સૂચવ્યું. સારથી વાષ્ણેય પણ પાછળના ભાગમાં બેઠો. પવનવેગે રથ ગમન કરતો કેટલાયે કોશ કાપવા લાગ્યો. બાહુકની રથ-વિદ્યામાં નિપૂણતા જોઈ ઋતુપર્ણને નવાઈ લાગી; ને પ્રસન્ન થઈ 'ધન્ય ધન્યના શબ્દોચ્ચારથી પ્રશંસા કરવા લાગ્યો.'

વાષ્ણેય પૂર્વે નળ રાજાનો સારથી હતો. તે બાહુકની આ અશ્વ-સંચાલનની કુશળતા તથા લગામની પકડ જોઈ અનુમાન કરવા લાગ્યો કે: "કહો ન કહો પણ આ પોતે જ બાહુક રૂપે નળ છે; કારણ કે: આવા જ પ્રકારની રથ-વિદ્યામાં રાજા નળ દક્ષ હતો. બાહુક અને નળ અશ્વ-વિદ્યામાં સમાન જણાય છે. જો કદી મારૂં અનુમાન સત્ય હોય તો આ પોતે જ બાહુકના રૂપમાં નળ જ છે."

વારંવાર ઋતુપર્ણ બાહુકની અશ્વ-સંચાલન ક્રિયામાં મુગ્ધ થવા લાગ્યો. ઋતુપર્ણ દ્યૂત ખેલવામાં રસજ્ઞ હતો, એટલે તેણે બાહુક ઉપર આફરીન થઈ પુરસ્કારના રૂપમાં જુગારની સર્વ છળ ક્રિયાનો મર્મ યથાર્થ રીતે તેને સમજાવ્યો. આથી બાહુક મનમાં ને મનમાં ખુશી થવા લાગ્યો. અને સક્રોધ સ્વગત્ બોલ્યો: "આ વખતે હું પુષ્કરને દ્યત ખેલનમાં જરૂર હરાવું ને તેના ઉચ્છૃંખલપણાનો બરોબર દંડ કરૂં." સંધ્યા સમયે ઘંટડીના રણકારા સાથે રથ વિદર્ભનગરમાં આવી પહોંચ્યો. રાજા ભીમકે ઋતુપર્ણનો યોગ્ય સત્કાર

કર્યો; ને કુંડલપુરમાં ઉતારાની ઉત્તમ સગવડ કરી આપી. રથ જ્યારે એક ગોળ ચક્કર લઇ કુંડલપુર જવા પાછો ફર્યો ત્યારે દિવાનખાનાના જરૂખામાં બેઠેલી દમયન્તીની દૃષ્ટિ એકાએક બાહુક ઉપર પડી. બાહુકની રથ હાંકવાની કુનેહ ને કુશળતા જોઈ સતી નળ રાજાની અશ્વ-વિદ્યા સાથે તેની સરસાઇ કરવા લાગી. તે જોતાં જ સતીએ મનમાં નિશ્ચય કર્યો કે: "એ બાહુક નહિ પણ નળ જ હોવા જોઇએ. જો હવે હું એમને ભેટી શકું નહિ તો મારૂં આશાભર્યું જીવન ટકવું મુશ્કેલ છે."

હવે દમયન્તીનું હૃદય પ્રેમથી વિહ્વળ થવા લાગ્યું. વળી મનોમન કહેવા લાગી: " હું જરૂર મહારાજાને તેમના અસત્ય વચનનું, તેમની પુરાણી વાતોથી એકાન્તમાં સ્મરણ કરાવીશ. એ મારા હૃદયેશ્વર, ક્ષમાવાન, વીર, દાતા તથા સર્વ રાજ-મંડળમાં શ્રેષ્ટ છે; એવા એ પૂણ્યશ્લોકને મન પર-સ્ત્રી-સંગ તો એક દુષણ છે. હું અહોનિશ એમની જ જપ-માળા ફેરવું છું. વળી એ જ પતિ-વિયોગ સહી જીવન ઉપર આવી પડેલાં ભીષણ કષ્ટો સામે થઈ અંતરનો દીપક તેવોજ વિશુદ્ધ રાખી શકી છું." આવા અનેક વિચારોમાં દમયન્તી અચેત થઇ ગઇ. કંઇક શુધ્ધીમાં આવતાં જ સતીએ રાજા ઋતુપર્ણને રથમાં બેસી, બાહુક અને વાર્ષ્ણેય સહિત કુંડલપુર તરફ જતો જોયો. દમયન્તીનું મન પણ રથ પાછળ દોડવા લાગ્યું; ને દૃષ્ટિ પહોંચે ત્યાં લગી એક જ ટસે તે તરફ જોઈ રહી.

કુંડલપુરમાં મુકામ કરી રાજા ઋતુપર્ણ ભીમક રાયને મળવા ગયો. ત્યાં તેનો રાજા તરફથી સારો સત્કાર

કરવામાં આવ્યો. કુંડલપુરમાં આવ્યા પછી ઋતુપર્ણ વાર-વાર સ્વયંવરનું સ્થાન જોવા પ્રયત્ન કરી રહ્યો, પરંતુ કંઈ વિશેષ જાણ પડી નહિ. એટલામાં રાજાએ તેને રાજ–દરબારમાં બોલાવવા આમંત્રણ આપ્યું. દરબારમાં ગયા પછી રાજાએ બહુ જ નમ્રતાથી પૂછયું: "મહારાજ! આપ ભલે પધાર્યા. શા ઉદ્દેશથી અત્રે આગમન થયું છે વારુ?"

ઋતુપર્ણ આ પ્રશ્ન સાંભળી બહુ જ લજ્જીત થયો, પરંતુ મનનો ભાવ છૂપાવી બોલ્યો: "રાજન્! કેવળ આપના દર્શનની આકાંક્ષાથી જ અત્રે આવેલ છું."

ઋતુપર્ણનો આવો ક્ષુલ્લક ઉત્તર સાંભળી રાજાને આશ્ચર્ય તો થયું. છતાં રાજા શોચ કરતો સ્વગત્ બોલ્યો: "કેટલી આશ્ચર્યની વાત છે કે એટલા દૂરથી, વળી ભયાનક જંગલો, પહાડો અને વૃક્ષો વગેરે વટાવી ફક્ત મળવાના જ કારણે અહીં આવ્યા. ચોક્કસ કંઇ બીજુંજ પ્રયોજન હોવું જોઇએ. ભલે જે હશે તે પ્રાતઃકાળમાં આપોઆપ પ્રગટ થઇ જશે."

રાજા ભીમકે ઋતુપર્ણને કહ્યું: "આપને ઘણો પરિશ્રમ થયો હશે. હવે આરામ કરો એટલું કહી તેમને વિશ્રામ ભૂવન તરફ વિદાય કરી, તેમની સેવામાં દાસદાસીઓ મોકલી ઉત્તમ પ્રબંધ કરી આપ્યો.

---

## પ્રકરણ ૨૪ મું

## દંપતી-મિલન

નળ તથા વાર્ષ્ણેયે અશ્વશાળામાં જઇ મુકામ કર્યો. ઘોડાઓને રથથી અલગ કરી, નળ રથની ધૂંસરી ઉપર આરામ કરતો બેઠો. નળનો પરિચય કરવા હવે દમયન્તીનું મન તલસી રહ્યું હતું. તેને પોતાની એક પ્રિય સખી કેશિનીને બોલાવી કહ્યું: " હે કેશિની ! તું ત્યાં જા અને જોતો ખરીકે પેલા રથની ધૂંસરી ઉપર બેઠેલ પુરૂષ કોણ છે ? તું એમની સાથે ઘણીજ શાંત પ્રકૃતિથી વાત કરજે. વળી પ્રથમ કુશળ સમાચાર પૂછજે; અને છેવટે પેલા પર્ણાદની વાત કરજે. એ ઉપરથી જો એ કાંઈ ઉત્તર આપે તો અક્ષરે અક્ષર યાદ રાખી તે સઘળું મને આવીને કહેજે. કારણ કે મને શંકા રહે છે કેઃ એ પોતેજ મહારાજ નળ છે." વળી જો સાંભળ.

દમયન્તી—સખી ધીરે ધીરે તું સંચરજે;
મમ સંદેશો કહી ધીરજ દેજે. સખી
અલી, કુશળ-ક્ષેમ તું પૂછજે;
શાણી, રૂડા વિનયથી ઉત્તર દેજે. સખી

* *

વળી— બ્હેની શીખ આ ધ્યાન ધરજે;
મમ પ્રશ્ન પૂછી ખાતરી કરજે. સખી
પ્રીતે વેણુ વદી ઉચ્ચાર તું કરજે;
વહેલેરી આવી સર્વે મને કહેજે. સખી

કેશિની તત્કાળ નળ પાસે જઈ બોલીઃ "હે ભાઈ! રાજપુત્રી દમયન્તીએ આપને કુશળ સમાચાર કહાવ્યા છે.

અને એ જાણવા ચ્હાહે છે કે આપ ક્યારે ઘર છોડી અહીં આવી ગયાં; વળી શા પ્રયોજનથી આ તરફ પ્રયાણ થયું છે ? એ સર્વે સત્ય વિગત જણાવશો."

બાહુકે કહ્યું: "કોશલરાજ ઋતુપર્ણે આજે પ્રભાતમાં એક બ્રાહ્મણદ્વારા સાંભળ્યું છે કે: વૈદભી પોતે પુનઃ સ્વયંવર કરવા ચ્હાહે છે, એજ કારણથી મહારાજ અહીં આવ્યા છે. હું એમનો સારથી છું. મારૂં નામ બાહુક છે."

કેશિનીએ પુનઃ પૂછ્યું: "તમારી સાથે આ બીજી વ્યકિત કોણ છે ?"

બાહુક—"હે ભદ્રે ! એ રાજા નળનો સારથી છે. એનું નામ વાર્ષ્ણેય છે. રાજા નળ વનમાં જવાથી તે રાજા ઋતુપર્ણને ત્યાં હાલમાં સારથી તરીકે કામ કરે છે. હું પણ સારથીના કામમાં નિપૂણ છું: એટલે મને પણ તેમની અશ્વશાળાના ઉપરી અધીકારી તરીકે નિયત કર્યો છે. વળી પ્રસંગોપાત્ ભોજન ક્રિયામાં હું સારી સહાયતા આપતો રહું છું. કારણકે: પાકશાસ્ત્રનો પણ હું જ્ઞાતા છું."

કેશિની—"હે બાહુક ! શું વાર્ષ્ણેયને ખબર છે કે રાજા નળ હાલમાં કયાં છે ?"

નળ—"એતો રાજા નળનાં બાળકો ને મોસાળમાં પહોંચાડી ત્યાંથી ચાલ્યો ગયો હતો; પછી એને રાજા નળની ખબર કયાંથી હોય ! નળનો પત્તો કોઇથી મળી શકે તેમ નથી. નળ છૂપા વેશમાં ફર્યા કરે છે. નળ પોતેજ નળને જાણી શકે છે."

કેશિની—" હે બાહુક! જ્યારે તે બ્રાહ્મણ રાજા ઋતુપર્ણની સભામાં આવી કહેતો હતો કેઃ હે વીર! આપ કપટથી અર્ધવસ્ત્ર ફાડી મને વનમાં એકલી મુકી ક્યાં જતા રહ્યા.......ઈત્યાદિ ત્યારે તમોએ તેનો શો ઉત્તર આપ્યો હતો તે કૃપા કરી કહેશો. રાજપુત્રી તે જાણવા ખાસ ઉત્સુક છે."

કેશિનીનું આ સર્વ માર્મિક કથન સાંભળી નળનું હૃદય ભરાઈ આવ્યું; તેની આંખોમાંથી અશ્રુ વહન શરૂ થયું. એ ભારે ગદ્‌ગદીત્ કંઠે બોલવા લાગ્યો: " જે પતિવ્રતા કુલોત્પન્ના દુઃખમાં આવી પડતાં પણ પોતાનું શિયળ સાચવી રક્ષા કરે છે, તેને મન સ્વર્ગ પ્રાપ્ત કરવું સહેલ છે. ઉત્તમ સ્ત્રી પતિથી અલગ થતાં કદી ક્રોધ કરતી નથી. એ મૂર્ખની તો શોકાવેશમાં મતિ ભ્રષ્ટ થઈ તે સુકુમાર સાધ્વી લલનાને ભયાનક વનમાં એકલી મુકી નાસી ગયો. ' **પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિ ઉપર, ગમે તેવા સારાનરસા પ્રસંગમાં પસાર થતાં કદી ક્રોધ કરવો ઉચિત નથી.'** નળ આથી કંઈ વિશેષ બોલી શકયો નહિ. કેશિનીએ તુરતજ ત્યાંથી જઈ સતીને એ કરુણ વાર્તાલાપનું અક્ષરસઃ વર્ણન કર્યું.

નળનું કરુણ કથાનક સાંભળી સતી અત્યંત આક્રંદ કરતી કેશિનીને કહેવા લાગી—

" હે કેશિની! તું એકવાર ફરીથી ત્યાં જા અને નળનો ચોક્કસ પરિચય લાવી મારો સંદેહ દૂર કર. વળી એ જે ભોજન રાંધે તેમાંથી થોડું માગી લાવ. હું તે

ચાખીશ એટલે જાણી શકીશ કેઃ એ નળના હાથથી રંધાયું છે કે નહિ. કારણ કેઃ એમના હાથથી રંધાયેલા ભોજનની મને સારી રીતે પરીક્ષા છે."

કેશિની પુનઃ બાહુક પાસે ગઇ, થોડી વારમાંજ નળના હાથે રાંધેલું થોડું ભોજન લઇ પાછી આવી. દમયન્તીએ તે ચાખી જોયું. એટલે તેને સંપૂર્ણ ખાતરી થઈ કેઃ જે સ્વાદ નળના ભોજનમાં તે મેળવી શકતી તેવોજ સ્વાદ હમણાં તેને મળ્યો છે.

આ ઉપરથી દમયન્તીનો સંદેહ ધીમે ધીમે કમી થવા લાગ્યો. સતીના હૃદયમાં ક્રમશઃ વિશ્વાસ બેસતો ગયો કે જરૂર બાહુક તેજ નળ છે. પછીથી સતીએ ઈન્દ્રસેન ને ઇન્દ્રસેના બન્નેવ બાળકોને કેશિની સાથે નળ પાસે મોકલ્યાં. નિર્દોષ બાળકોને જોતાંજ નળ સહસા દોડી આવ્યો અને તેમને છાતી સરસાં ખૂબ દબાવી વાત્સલ્ય ભાવથી રમાડવા લાગ્યો. તેણે પ્રેમભર્યાં ઉપરા ચાપરિ ચુંબનો કર્યાં. કરુણ મુખ મુદ્રાથી ભીની આંખે નળ કેશિનીને કહેવા લાગ્યોઃ "હે ભદ્રે ! આવાં જ સુકુમાર મનોહર રૂપ રંગનાં ને આવી જ આકર્ષક નિર્દોષ આકૃતિનાં મારે પણ બે બાળકો છે. એમને જોઇને મને તે બચ્ચાંઓની યાદ આવી. હવે તમે આ બાળકોને લઈ જાઓ. કારણ કેઃ વારંવાર તમો અહીં આવો છો જેથી રખેને લોકો કંઇક સંદેહમાં પડે."

કેશિનીએ દમયન્તી પાસે આવી નળની સર્વ ચેષ્ટાઓનું યથાર્થ દિગ્દર્શન કર્યું. સતી પુનઃ એવી અશ્રુપૂર્ણ દશામાં

કેશિની સાથે માતા પાસે જઇ કહેવા લાગી: "હે માતા! કેશિની મારફત મેં પુરી ખાતરી મેળવી છે કે: જે બાહુક છે તેજ નળ છે. હવે જો આજ્ઞા આપો તો ફક્ત તેમનું રૂપ જોઈ આવું. પિતા ભલે જાણે અગર ન જાણે પરંતુ હે માતા! આ તો અવશ્ય કરો."

દમયન્તીની એ વાત સાંભળી રાણીએ તે સર્વ રાજાને વિદીત કરી. રાજાએ દૂતદ્વારા બાહુકને બોલાવ્યો અને દમયન્તીવાળા એકાંત ભાગમાં તેને પ્રવેશ કરાવ્યો. તે સમયે ઉભય રાજારાણી તે એકાંત ઓરડામાંથી બહારના બેઠકના ભાગમાં આવી ગયાં. સતીને જોઇને નળનું દુઃખી હૃદય સહસા ભરાઈ આવ્યું. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. રાજા નળની આવી વિષમ દશા જોઇને સુકોમળ હૃદયા દમયન્તીની છાતી પણ વિરહ–વેદનાથી ચીરાવા લાગી. શાંત મિલન કેટલોક વખત ચાલ્યા પછી મનમાં કંઈક હિંમત ધરી દમયન્તી બોલી: "હે બાહુક! તમે કદી એવો ધર્મજ્ઞ પુરૂષ જોયો યા સાંભળ્યો છે કે, જે પોતાની સ્ત્રીને જંગલમાં એકલી સુતી રાખી નાસી ગયો હોય! યશસ્વી કીર્તવંત રાજા નળ સિવાય બીજું કોણ હોઇ શકે—કે જે નિરઅપરાધીની શોકાકુલા પોતાની પ્રિયતમા સ્ત્રીને શૂન્યવનમાં ભટકતી મુકી ચાલ્યો જાય. જેણે ભલભલા રાજા–મહારાજાઓ તથા દેવો વચ્ચે લગ્નવેદીમાં હસ્તમેળાપ વખતે મંત્રોચ્ચાર સાથે પ્રતિજ્ઞા કરેલી કે: હું જીવન પર્યંત આ મારી અર્ધાંગનાનું પાલન કરીશ. મને હવે સમજ નથી પડતી કે: એ કેવી રીતે મારો ત્યાગ કરી શક્યા? મારી દશા માટે તેમને

તલમાત્ર પણ દયા ન આવી ! જેનું નામ લેતાં લેતાં હું દિવસો વિતાડું છું, જેના વિરહાગ્નિમાં હું બળીઝળી રહી છું; જેના શોકમાં મેં અદ્યાપિ સુધી અંગ પર અન્ય વસ્ત્ર તથા શિરના અસ્તવ્યસ્ત કેશ કદી સોહાયા નથી ! અફસોસ ! આ દીન અબળા ઉપર હજી પણ તેમને દયા આવતી નથી.” વળી પ્રીતિ પાત્રને દગો ન દેવો તે પણ એ સુજ્ઞ થઇ શું વિસરી ગયા ?

દમયન્તી—

વિશ્વાસુને ઠગવા નહિ,<br>
એ સુજ્ઞ જનની રીત છે.<br>
બોલ્યાં વચનને પાળવાં,<br>
એ ન્યાય ધર્મી રીત છે.

× ×

વળી—

ગુણીજન સદાએ પાળતા,<br>
પ્રપંચ નહીં જે ચિત્ત છે.<br>
ફરજ બખતર પહેરતા,<br>
ને સ્વપત્ની ઉપર પ્રીત છે.

સતીની એવી કરૂણા ભરી કથની સાંભળી નળની શુદ્ધિ ઉડી ગઇ. અશ્રુપાત કરતો એક શબ્દ પણ તે બોલી શકયો નહિ. કેટલોક સમય આમ ગયા પછી દુઃખાવેશની ગતિ કંઈક મંદ પડી એટલે શોકમાં લીન થયેલી એવી દમયન્તીને તે સમજાવવા લાગ્યો.

“ હે આર્યે ! હું મહાન અપરાધી છું. મારા દુર્ભાગ્ય ને દુર્વ્યસનની લતથી મારૂં રાજ્ય ગયું. હું કંગાલ દશાને પામી

વન વન ભટક્યો, વળી ક્ષુધા–તૃષા જેવાં જીવલેણ દુઃખો સહન કરી તેની શોધમાં વલખાં મારતો મનમોજી થઇ ફાવે ત્યાં ફરતો રહ્યો. મારા એવા હતભાગ્યને લઇને તમારા જેવી પ્રિયતમા પતિપરાયણા સતી સ્ત્રીનો વિયોગ પણ સહેવો પડયો. વળી અત્યારે પણ તે પ્રિયાનુ શોક સંતાપપૂર્ણ ભવિષ્ય જોવા માટે અહીં આવવું થયું. ભીમક રાજાની આજ્ઞાથી સર્વત્ર સમાચાર પહોંચી ગયેલા કેઃ દમયન્તી પુનઃ સ્વયંવર કરવા ચ્હાહે છે. તેથી હું પણ જોઉં તો ખરો કે તમારા જેવી વિશુદ્ધ સતી સ્ત્રી બીજો પતિ કેવી રીતે કરી શકે છે ?”

હા, અફસોસ ! નળનું આવું કરુણ વર્ણન સાંભળી સતી થરથર ધ્રુજવા લાગીઃ “ હે પ્રાણનાથ ! હે કલ્યાણમૂર્તિ ! આ દાસીનો અપરાધ ક્ષમા કરો. હે હૃદયમણિ ! મારી આજ્ઞાનુસાર આપના દર્શનની લાલસાથી પ્રેરાઇ સર્વ બ્રાહ્મણો મારા પુનઃ સ્વયંવરનો સંદેશો લઇ દરેક શહેરમાં ફરતા હતા. હે આર્ય ! મારા પવિત્ર ચરિત્ર પ્રત્યે આપે કંઇ પણ શંકા લાવવી ઉચિત નથી. હે મહારાજ ! હું આપની સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કેઃ મેં સ્વપ્નમાં પણ કદી પાપ વિચારો કર્યા નથી. હે શિરતાજ ! મારો અપરાધ માફ કરો. મને આપનો પત્તો લાગ્યો જ નહિ. નહિ તો આપની સેવામાં હાજર રહી મારૂં જીવન સાર્થક કરત. આ રીતે દમયન્તી પ્રેમાશ્રુદ્વારા નળના ચર્ણ પખાળતી વિવિધ વિલાપ કરવા લાગી. સતીનું નિર્દોષ આક્રંદ જોઇ હવે નળને તે અસહ્ય થઇ પડયું. એટલે પ્રમદાને પોતાના ધ્રુજતા ભુજ–યુગલથી મીઠી ધીરજ આપતાં હૃદય સરસી ચાંપવા લાગ્યો. એ સમયનું કરુણ દ્રશ્ય તથા દંપતીના હૃદયમાં ઉછળતા

પ્રેમ તરંગનું યથાર્થ વર્ણન કરવું ખરેખર અસંભવીત હતું. વળી કુશળ ચિત્રકાર પણ તેનું સચોટ વર્ણન ચિત્રપટ ઉપર દોરી દર્શન કરાવે કે કેમ તે માટે શંકા રહેતી. છતાં એતો હું વાચકવૃંદને તે ચિતાર અનુભવથીજ સમજી લેવા વિનવીશ.

દંપતીનું આમ સુક્ષ્મ પ્રેમાવલોકન કંઇક વખત સુધી જારી રહ્યું. ચોમેરથી હર્ષાશ્રુ પુરવેગે ખરવા લાગ્યાં; અને એ મિશ્રીન વહનમાં ઉભય તણાતાં હોય તેમ તેમના હાવભાવ ઉપરથી કળી શકાતું. આ સર્વ કરુણ દ્રશ્ય જોઇ રાજ માતાએ રાજા ભીમક પાસે જઇ અક્ષરસઃ તમામ વર્ણન કર્યું.

રાજા ભીમકે કહ્યું: "હું પ્રાતઃકાળમાં શૌચાદિથી નિવૃત થઈ નળ તથા દમયન્તીને આનંદમાં બેઠેલાં જોઇશ."

નળ-દમયન્તી બન્નેએ તે મંગળ રાત્રિ રાજમહેલમાં જ પસાર કરી. ઉભય પોતપોતાના દુઃખની વિતક વાત કરતાં, કોઈ કોઇ વાર તેથી વિહ્વળ થઇ જતાં. પ્રસંગોપાત એક બીજાનું શિર હૃદય સરસુ ચોંપી નિર્દોષ આનંદમાં મગ્ન પણ થતાં. ચાર વર્ષના લાંબા કાળના વિયોગ પછી દંપતીના પુનર્મિલનના સુખનું વર્ણન કરવું બેશક દુષ્કર તો છેજ. છતાં કવિ જો તેની કલમ વડે શ્રમ લઇ તે વિષયનો ચિતાર આપવા યત્ન કરે તો તે દ્રશ્યની કંઇક ઝાંખી તો અવશ્ય કરાવે. પરંતુ આવાં દ્રશ્યોનું યથાર્થ વર્ણન કવિના મનઃ સરોવરમાંથી સ્ફુરતા શબ્દોથી સમજી લેવા કરતાં અનુભવથી જ સમજાય તે વધુ ભાવ-દર્શિત છે. આવી રીતની નિર્દોષ વાટાઘાટમાં દંપતીએ તે શુભ રાત્રિ ત્યાંજ વ્યતિત કરી.

પ્રાતઃકાળ થતાં જ નળ રાજા ક્ષૌર કર્મ કરાવી સ્નાનાદિકથી પરવારી સુન્દર વસ્ત્રાભૂષણોથી સજ્જ થઇ, રાજા ભીમકના દર્શનાર્થે દમયન્તી સહ રાહ જોતો ત્યાં બેઠો હતો. તેવામાં ભીમક રાયનું ત્યાં આગમન થયું. નળ અને દમયન્તીએ ઉભા થઈ વિનયપૂર્વક રાજાને પ્રણામ કર્યો. ભીમક રાજાએ નળને ગાઢ આલીંગન આપ્યું. લાંબા કાળના અંતે ભેટ થવાથી ભીમક રાય તથા નળ બન્નેની આંખો અશ્રુઓથી છલકાવા લાગી. ભીમક રાજાએ જામાત્રને ધીરજ આપી ઘણાંજ મીષ્ટ વચન કહ્યાં. નગરમાં સર્વત્ર આનંદ આનંદ વર્તાઇ રહ્યો. સતીનાં ઓવારણાં લઇ માતાએ અઢળક દાન કર્યું. સારૂં નગર ધ્વજા પતાકાથી શણુગારવામાં આવ્યું. સર્વત્ર વાદ્ય—વાજીંત્રના નાદે સાચા પૂણ્યશ્લોક નળની જય ઘોષણા ઉચ્ચારી વિવિધ સૂરથી નગરને ગજાવી મુકયું.

* * *

પ્રાતઃકાળમાં ઉઠી રાજા રૂતુપર્ણે બાહુકને બોલાવ્યો. પરંતુ બાહુક અશ્વશાળામાં કયાંથી હોય! વાર્ષ્ણેય આવી રાજાને ઘણા આનંદથી કહેવા લાગ્યોઃ "મહારાજ! બાહુક તો રાજા નળ થઇ ગયા." ઋતુપર્ણ આ સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો અને દમયન્તીને નળનો પુનઃ મેળાપ થયો જાણી તે હર્ષ પ્રદર્શિત કરવા લાગ્યો.

ઋતુપર્ણે નળને બોલાવી કહ્યુંઃ "હે રાજન્! આપ ગુપ્ત વેશમાં મારે ત્યાં રહ્યા, તેથી કદાચ જાણ્યે અજાણ્યે આપનો કંઇક અપરાધ કર્યો હોય તો તે ક્ષમા કરશો. વળી આપ પુનઃ પતિવ્રતા દમયન્તીને મેળવી શકયા છો જેથી

મને ઘણોજ આનંદ થાય છે. જગન્નિયંતા આપનું કલ્યાણ કરો.”

નળ રાજાએ ઋતુપર્ણનો હસ્ત પકડી કહ્યું: “આપ તો અમારા મિત્ર અને સંબંધી છો. આપે મારો લગારે અપરાધ કર્યો નથી. હું તો ઘણા જ હર્ષથી આપને ત્યાં રહ્યો હતો. મને આશા છે કે હવે તો આપ મારા પ્રત્યે વધુ પ્રીતિ રાખી સમાન ભાવે વર્તશો.”

ઋતુપર્ણ બીજો સારથી લઇ રાજા ભીમક તથા નળ તરફથી યથોચિત સત્કાર પામી પોતાના નગર તરફ વિદાય થયો.

રાજા ઋતુપર્ણ નળની અશ્વ-સંચાલન વિદ્યાથી બહુ જ પ્રસન્ન થયો હતો. એટલે ઋતુપર્ણ તે વિદ્યા શીખવા ખાસ ઉત્સુક હતો. નળ રાજાએ તે શીખવાડી અને પોતે ઋતુપર્ણ પાસેથી દ્યૂત વિદ્યા શીખી લીધી.

રાજા નળ એક માસ સુધી કુંડલપુરમાં રહ્યા પછી ભીમક રાજાની આજ્ઞા લઇ પત્ની સાથે પોતાની રાજ્યધાનીમાં આવવા નીકળ્યો. ભીમક રાજાએ દંપતીને વિદાય કરતાં, એક સુંદર રથ, સત્તર હાથી, પચાશ ઘોડા તથા છસો પાયદળ સિપાઇની સ્વારી ભેટ કરી.



## પ્રકરણ ૨૫ મું

## નળની ઉદારતા

નળ રાજા આવતાં જ વાર પુષ્કરને મહેલે ગયો અને તેને કહ્યું કે: "હે પુષ્કર! હું અઢળક સંપત્તિ પ્રાપ્ત કરીને આવ્યો છું. ચાલ ફરી જુગાર ખેલીએ. હું દાવમાં મારૂં સઘળું ધન તથા દમયન્તી સર્વને મુકું છું. તું પણ તારૂં રાજ્ય દાવમાં મુકી દે. જો કદાપિ તારી દ્યૂત ખેલવાની અનિચ્છા હોય તો એક રથમાં હું ચઢું ને બીજા ઉપર તું આરૂઢ થા પછી ઉભય દ્વંદમાં ઉતરીએ. જે વિજયી થાય તે રાજસુખ ભોગવે. કારણ કે: વંશ પરંપરાથી મળેલું રાજ્ય પ્રાપ્ત કરવું એ મારો ધર્મ છે."

નળનું આવું કટાક્ષ વચન સાંભળી પુષ્કર હસી કાઢતાં બોલ્યો: "નળ! તું દેશ વિદેશમાંથી ધન કમાઇ લાવ અને જુગાર રમી મને આપ્યા કર. ખરેખર, એથી મને ઘણો જ આનંદ થશે. વળી હવે તો એ સુંદર હિમાંશુની દમયન્તી પણ અવશ્ય મને મળશે." પુષ્કરનું આવું ગર્વિષ્ટ ને નિષ્ઠુર બોલવું સાંભળી નળને ક્રોધ વ્યાપો. તત્કાળ ચકચકાટ કરતી તલવાર ખેંચી તે ગર્જના કરતો બોલ્યો: "અરે દુષ્ટ! ખબરદાર, આગળ એક શબ્દ બોલ્યો તો, નહિ તો આ તલવારનો તું ભોગ થઈ પડીશ. પહેલાં જુગારની રમત રમ પછી બકવાટ કરજે." પુષ્કર પણ રોષે ભરાઇ બોલ્યો: "મૂર્ખ તારા ભાગ્યમાં દુ:ખ જ નિર્માણ થયેલ છે. ચાલ થઈ જા તૈયાર. જોજે દમયન્તીને પણ હવે ખોઇ બેસતો.

ઉભય દ્યુત રમવા બેઠા. પુષ્કરે ત્રણે દાવમાં ક્રમશઃ રાજ્ય, ધન અને પ્રાણુ એ પ્રમાણે નિયત કર્યું. નળે પણ પોતાના સર્વ હાથી, ઘોડા અને દમયન્તી વગેરેની દાવમાં હોડ બકી. આ સમયે જુગાર ખેલવામાં પુષ્કર હરાયો. નળ રાજાએ હવે દ્યુત વિદ્યામાં ઠીક પ્રવીણતા મેળવી હતી. પુષ્કર હસ્ત જોડી ધ્રુજતા શરીરે ને ગદ્દગદીત્ કંઠે કરુણ ભાવ દર્શાવતો કંઈક બોલ્યો. પરંતુ તે ભયમાં એટલો બધો તો વિહ્વળ થઇ ગયો હતો કે તેની અસ્પષ્ટ ભાષામાં કોઇને કાંઈ સમજણ પડી નહિ. તેની એવી દયાપાત્ર દશા જોઇ નળને લાગી આવ્યું. નળે ઉઠીને તેને છાતી સરસો ચાંપ્યો અને કહ્યું: "ભાઇ પુષ્કર! તેં જે મારી સાથે પહેલાં અ-ઘટીત વર્તન ચલાવેલું તે સર્વે હું ભૂલી જાઉં છું. વળી તને તારે હીસ્સે આવતું રાજ્ય પણ પાછું આપું છું; અને તને જીવીત-દાન બક્ષુ છું. તારા ઉપર પૂર્વવત્ પ્રેમ રાખી ભ્રાતૃસ્નેહ કદી વિસરીશ નહિ. ઇશ્વર તારૂં કલ્યાણ કરો ને તને સન્મતિ આપો. એ રીતે કહી નળ પુષ્કરને આલીંગન ઉપર આલીંગન આપવા લાગ્યો.

નળ રાજાનો આવો સદ્દવ્યવહાર ને અગાધ પ્રેમ જોઈ પુષ્કર ઘણોજ લજ્જીત થયો; અને નળના ચરણમાં પડી, અશ્રુપાતથી ચર્ણને ધોવા લાગ્યો. નળ રાજાએ ફરીથી ઉઠી તેને આશ્વાસન આપી શાંત કર્યો; અને રાજ મહેલ તરફ જવા આજ્ઞા કરી. નળ રાજાએ પુષ્કર ને પુષ્કળ દ્રવ્ય, દાસદાસીઓ, હાથી, ઘોડા તથા અનેક સ્વારો બન્ધુ ભાવે આપ્યા. પુષ્કર જીવીત-દાન લઈ હર્ષ પૂર્વક પોતાના મહેલ તરફ ગયો.

યશસ્વી રાજા નળે પૂર ઠાઠથી પોતાના નગરમાં પુનઃ આનંદલ્હેર પ્રવેશ કર્યો. પ્રજાએ અત્યંત વ્હાલથી તે રાજ દંપતીનું સ્વાગત કર્યું. દમયન્તીને જોઇને તેની જુની સખીઓ અને પરિચારીકાઓ સ્મરણાંજલિમાં હર્ષાશ્રુ વર્ષાવા લાગી. નગરમાં સર્વત્ર ઉત્સવ ઉજવવામાં આવ્યો. પ્રજાના આનંદની કંઈ અવધિ જ ન રહી. પતિવ્રતા દમયન્તી પુનઃ રાજમહેલમાં મ્હાલતી થઈ, પોતાના પ્રાણવલ્લભ તથા પ્રિય પુત્ર-પુત્રી સહિત રાજવૈભવોના અમોઘ મનવાંચ્છિત સુખો ભોગવવા લાગી.

---

## પ્રકરણ ૨૬ મું

## તારણ

નળ-દમયન્તીનું ચરિત્ર વાંચી જુગારના શોખીનોએ તે વ્યસનને સદાને માટે તિલાંજલી આપવી રહી. એજ દુર્વ્યસનની લતથી નળ તથા તેની પતિવ્રતા રાણીને જે અસહ્ય જીવલેણ દુઃખો ભોગવવાં પડયાં છે; તેનું યથાર્થ દિગ્દર્શન આ ઉપરથી સ્હેજે કલ્પી શકાય છે.

પ્રત્યેક સ્ત્રીએ દમયન્તીના ચરિત્રમાંથી બોધ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તતાં શીખવું જોઇએ. અત્યંત કષ્ટમાં લુપ્ત થતાં પણ જે સ્ત્રી પોતાના પતિથી વિમુખ થતી નથી તેને બેશક હજારોવાર ધન્ય છે. વળી તેવી સાધ્વી સ્ત્રી આ નાશવંત જગતમાં ઈષ્ટ સુખ ભોગવી કૃતકૃત્ય થાય છે. દમયન્તી જેવી અન્ય પવિત્ર સન્નારીઓના ઉજ્વળ ચરિત્રોથી ભારત આજે પણ ગૌરવાન્વિત છે.

ઉપસંહારઃ—દુનિયાના મહા પ્રલયોમાંથી ભાગ્યે જ કોઇ દેશ ક્રાંતિ યુગ જોવા પામ્યો હશે. ભારત પણ કાળના સપાટામાંથી બચી શક્યો તો નથી જ. છતાં કેટલીક સતીઓના નિર્મળ ચારિત્રરૂપી ઢાલ વડે કાળના તીક્ષ્ણ પ્રહારમાંથી રક્ષણ કરી તેની ધવલ કીર્તિ તેવીને તેવી જ જ્વલંત રાખી શક્યો છે. વળી ગ્રીક જેવા મહાન રાજ્યોના વિપ્લવો થયા સાંભળ્યા છતાં, ભારત આજે તેટલો જ યશસ્વી અને સર્વનો રક્ષક થઇ પડયો છે; એજ તેની શ્રેષ્ઠતા પૂરવાર કરી આપે છે. એવા પવિત્ર દેશમાં જન્મવું અને તે પતિત

પાવન ભૂમિ ઉપર થઇ ગયેલાં નરનારીનાં ચરિત્રોનું અવ-લોકન-અનુકરણ કરી તે ચિરકાળ વહન્તી અસ્ખલિત નામાવલીમાં પોતાનું નામ સુવર્ણાંકિત અક્ષરોથી લખાય અને અન્યને માર્ગદર્શક થઈ પડે ત્યારે જ તેનું જીવન સાફલ્ય થયું કહેવાય.

ટુંકમાં ધન્ય છે આવાં વિરલ દંપતીને અને ધન્ય છે તેમનાં દૈવી જીવનને! આવાં પવિત્ર, પ્રેમી, સંસ્કારી અને દૈવી દંપતી જીવનને ધન્યવાદ આપીને જ અમે સંતોષ માનીએ છીએ; કારણ કેઃ ધન્યવાદ સિવાય બીજું શાબ્દિક વર્ણન આલેખવાને અમારી લેખિની અશક્ત છે. વળી તે દિશામાં શ્રમ લેવો તે પણ સુવર્ણને ઢાળ ચઢાવ્યા જેવું કહેવાય યાતો અતિશયોક્તિમાં જ લેખી શકાય. આવા હાર્દિક ઉચ્ચારણ સાથે વાચક અમે અહીં જ વિરમીશું.

"ધન્ય ધન્ય એ જીવનને, નમન હો એ દંપતીને;
જય હો એ ભારત નૂરને, જય હો એ આર્ય સન્નારીને."

## એજ લેખક તરફથી મળતાં બીજાં પુસ્તકો

લગ્ન-મંદિર ... ... કિંમત ૦-૪-૦ (લગ્ન-વિષય ચર્ચતો એક રસિક નિબંધ)

વીરોના વાર્તા યાને
સ્વદેશાભિમાન ... „ ૦-૩-૦ ( સ્વતંત્રતાનાં જ્વલંત દૃષ્ટાંત )

ભારત-કીર્તન ... ... „ ૦-૧-૦ } હિંદ માતાનાં-
ભારત-ભક્તિ ... ... „ ૦-૧-૦ } બોધપ્રદ ગીતો

આ દરેક પુસ્તક ઉપર પોસ્ટેજ ૦-૦-૬ મંગાવનારે મોકલી આપવા ભૂલવું નહિ.

" **દમયન્તી-ચરિત્ર** " ( સચિત્ર ) નીચેને ઠેકાણેથી પણ મળી શકશે.

**નવજીવન પ્રકાશન મન્દિર**
**અમદાવાદ**

**મુંબાઇના અમારા ખાસ એજન્ટ: વર્ધમાન એન્ડ સન્સ**
ઠે. પાયધુની—મુંબાઈ

તે સિવાય સર્વે જાણીતા બુકસેલરો પાસેથી પણ ઉપરનાં પુસ્તકો મળી શકશે.